ત્યાં જવું હતું તે આવ્યું નર મુકર પાસનું,
આપ્યું હતું પુર જેને નામ "માટી વિલાસ" નું

ઝાખી ભરેલ જલની સ્થિરતા જણાય,
જોતાં જ તર્ક નૃપના ક્યહિંએ તણાય,
બેસે શિલા ઉપર આવી સચિંત રાય,
ઊંડા વિચાર મહિં જેવટ મગ્ન થાય

અનિદ્રા શ્રમથી તેનો ધૈર્યભ્રંશ થયો હતો,
પર્વના સ્મરણો માહીં વણો કાલ ગયો હતો

થવા માંડ્યા ત્યાં તો રવિઉદયના ચિહ્ન સઘળે,
હોવી નૃષ્ટિના વિષમ સ્વર સાથે સહુ ભળે,
જવા માંડ્યું સર્વે સ્થલમહિંથી અંધારૂં ઝટ જ્યાં,
પુરાયો પ્રાચીમાં નવલ સરખો રંગ પણ ત્યાં!

કોલાહલ થવા લાગ્યો અરુણોદયથી બધે,
પર્વની રક્તિમા સાથે મહુ આક્ષોભ એ વધે!

વૃક્ષો અદૃશ્ય સઘળાં નજરે પડે છે·
ધોળાં અનેક ગમથી ઝરણાં રડે છે
એ દેશ ચક્ષુ તરુ ઉપર જ્યાં ચડે છે,
ઊંચાં પ્રચંડ શિખરો નભને અડે છે.

"અરે ! શું આટલો કાલ નિષ્કારણ વહી ગયો !"
મગ્ન એવું કહી રાજા સ્વસ્થાનેથી ઉભો થયો.

ઉઠી જોતા શોભા બહુજ બદલાયેલ નિરખી ·
ડગ્યું પાછું ધૈર્ય, સ્મરણ મહિ આવી પ્રિય સખી ·
"નિહાળું છું શું હું મનહર વસંતપ્રસરને !
અરેરે શેની શી અનુભવ કરું છું અમગ એ !"

સૃષ્ટિસૌંદર્યને જોતા કં રોમાચ થયુ હતુ;
ઘણા દિવસનું પેઠુ યોગાધત્વ ગયુ હતુ.

ઉડે, દોડે, એવી જલચર કરે ગમ્મત ઘણી,
નિહાળી તે, જોયુ વળી પછી જરા પર્વત ભણી;
ગમી ના એ વૃત્તિ, હૃદયરસથી સંયમ ચડ્યો,
"થઈ ન્હાવા વેળા." નૃપતિ કહી એવું મહિ પડ્યાં.

સ્નાનથી થઈને શાન્ત પડ્યાં એ નિત્યકર્મમા,
જતાં રાગ બની વૃત્તિ પાછી તદ્રૂપ ધર્મમા.

પૂરું કરી નગ્ન ને સ્થલને તજે છે,
દૃષ્ટા વિરુદ્ધ દટ આગ્રહને સજે છે
"શાને થવું પતિત આશ્રમધર્મનાથી
માંડ્યું શું ? જગત શું ? તપ એજ સાથી."

ત્યાં જવું હતું તે આવ્યું સર સુન્દર પાસનું;
આપ્યું હતું યુગ જેને નામ "મારી વિશ્રામ" નું.

આખી ભરેલ જલની સ્થિરતા જણાય,
જોતાં જ તર્ક નૃપના કંઈ હિંએ તણાય,
બેસે શિલા ઉપર ચાલી સચિંત ગાય,
ઊંડા વિચાર મહિં છેવટ મગ્ન થાય.

અનિદ્ર શ્રમથી તેનો ધૈર્યભ્રંશ થયો હતો;
પર્વના સ્મરણો માંહીં ઘણો કાલ ગયો હતો.

થવા માંડ્યાં ત્યાં તો રવિઉદયનાં ચિહ્ન સઘળે,
ઉઠેલી સૃષ્ટિના વિષમ સ્વર સાથે સહુ ભળે,
જવા માંડ્યું સર્વે સ્થળમહિંથી અંધારું ઝટ જ્યાં,
પુરાયો પ્રાચીમાં નવલ સરખો રંગ પણ ત્યાં!

કોલાહલ થવા લાગ્યો અરુણોદયથી બધે,
પર્વની રક્તિમા સાથે સહુ આક્ષોભ એ વધે!

વૃક્ષો અદૃશ્ય સઘળાં નજરે પડે છે:
ધોળાં અનેક ગમથી ઝરણાં દડે છે:
એ દેશ ચક્ષુ તજી ઉપર જ્યાં ચડે છે,
ઊંચાં પ્રચંડ શિખરો નભને અડે છે.

જઈ આશ્રમમાં ને કે નિત્ય માફક ભોજન
ઇચ્છે પછી જરા નિદ્રા પૂર્ણ વીસરવા વન

ઉઠ્યો થોડી વારે નૃપનિ જ્યમ નિદ્રા કંઇ થઇ
મનોવૃત્તિ તેની સ્થિર, વિમન ને સાત્ત્વિક થઇ,
જઇ થોડે છેટે પછી અનુભવે શીતલ હવા,
પડે દૃષ્ટિ માટે વન તરફ લાગે નિરખવા !

અમુગ્ધ હૃદયે જોઇ રચના એ ઋતુ તણી
મળવાને પછી ચાલ્યો બીજી પર્ણકુટી ભણી

માદ્રી જ માત્ર હતી હાજર એક વાર,
કુન્તા ગયેલ કંઇ કારણથી બહાર
માતા હતી નકુલ ને સહદેવની એ,
હા ! તાપસી નૃપની સાથ હતી બની એ

ઝીણા વલ્કલને આજે એણે અંગે ધર્યું હતું
નહીં લાવણ્યને ઓછું નવલાએ કર્યું હતું

"નથી શું કુન્તાજી ? નહિ અરર ચાલી રહી શકે
પ્રિયે તું એકાકી ? સ્વજન વિણ વૃત્તિ કયમ ટકે
અરે ત્યારે આનો અનુભવ જરા આજ કરીએ
જરા આ પાસેના ઉપવન વિષે કાંઇ ફરીએ"

પ્રસંગ બદલાતા એ સિદ્ધાંત વિસરી ગયો :
મટી તાપસ એ પાછો ભર્તા–સ્વામી–ખરે ! થયો !

શાંતિ મટી નહિ થયો કંઇ ફેરફાર,
તેથી જ લાલસ નૃપતિ વિસર્યો સ્દવાર :
માટી નહીં કરી શકી કંઇએ નકાર :
જાણેલ હોય કદિ શું વિધિના પ્રકાર ?

પૂર્વાશ્રમ તણી બુદ્ધિ પાછી આવી ગઇ હતી :
ફરે સાંપ્રતને ભૂલી વનમાં સાથ દંપતી

વહી જતા ઝરણા શ્રમને હરે,
નિરખતા રચના નયનો ઠરે ·
મધુર શબ્દ વિહંગ બધા કરે,
રસિકના હૃદયો રસથી ભરે !

વસંતે સ્થાપેલું પ્રબલ નિજ સામ્રાજ્ય સઘળે,
નવાં રૂડાં વસ્ત્રો તરવર ધરે છે સહુ સ્થળે,
બધી સામગ્રી એ મદનરસની સૃષ્ટિ ભરતી,
જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી.

ઉછળ્યું લોહી તેથી એ સાવધાન થયો નહીં :
સ્ત્રીસંગે નર્મગોષ્ટીમાં વધે છે વનની મહીં.

ઉત્તુંગ નગ્ન મદકાર દિસે વણાય,
શાખા વળી અગુરુ ચંદન શા જણાય,
વૃક્ષો, લતા, નકુલ કૈંક અપૂર્વ રંગ,
જામે ન કાં પ્રબલ મિત્ર વડે અનંગ ?

ફરતા ફરતા આવ્યો એક માધવિમંડપ,
પ્રવેશ મતીની સાથે કરે છે તે મહીં નૃપ

ધીમે ધીમે છટાથી કુસુમરજે લઇ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય,
એમાંને કોણ જાણે ક્યહિં પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળા નાખે હવાની રસિક હૃદયને, વૃત્તિથી નાશ જાય

“ સાંભળ્યું મોદ માનીને હવે કોકિલકૂજન :
પ્રિયા પંચમ વૃષ્ટિથી ન્હાવાનું થાય છે મન ”

જરા શંકા પામી, તદપિ નહિ કાંઈ કહી શકી,
વળી એવા નીતિ નૃપવદન જોતાં નહિ ટકી.
નહીં ગુરૂજીનો હુકમ પણ પાછો કદિ ફરે,
વિચારી એ માટી તરત જ જરા હું શરૂ કરે.

# ઉપાલંભ

જોયું મે ન મળ્યું મને નયનમા, ગળ્યો મહીંએ નહીં,
હર્ષોન્મત્ત સદૈવ છેક બનતો તે કેક આજે કયહીં
કે પ્હેલા ન હતી કદી અનુભવી આવી ઉદાસીનતા,
દીઠી શુ ન કઠોર ! તેં કરણ જે વ્યાપી મુખે દીનતા ?

હૈયાનુ ઝરણુ રસાલ સહસા ખૂટી પડયુ શુ સખે ?
પૃથ્વી કર્કશ જોઈ કાયર થના બીજે વળ્યુ શુ રખે ?
સ્વાર્થી તુ ન ગણી શકાય મનથી તોયે રહુ રોપમા,
મર્માઘાત ન શાન્ત થાય નિજને માનું બધા દોષમા.

વર્ષોના સહવાસથી પણ અરે જાણ્યો નહીં તે મને,
જાણે શા થકી યોગ્ય છે પ્રણયના શા તુ ઉપાલમ્ભને ?
સ્નેહી,-સ્નેહ તણો અનાદર કહે શા રીતથી હુ સહુ ?
આશ્રમી ઉછરેલ કેવલ રહુ શાથી નિરાધાર હુ ?

જો કે હોય વિકાર વૃત્તિ મહી તો છે વ્યર્થ આ બોલવુ,
શાને નિર્દયની કને હૃદયને મર્માનમા ખોલવું ?
પ્રેમી છુ નહિ, પ્રેમથી અવશ છુ, સ્વાતંત્ર્ય તો કે નથી,
રાખી તોય શકાશ વૃત્તિ મનમા તાટસ્થ્ય સામે મથી.



## પડેલા સ્નેહીનો પ્રત્યુત્તર

મોહ્યો હું દગથી, દગે નમન ના કીધું પછી કોઇને,
ગાંભીર્ય, દઢતા, અને સરલતા તારા, સખે ! જોઇને;
ગર્વોન્મત્ત થયો, ખરી ફરજ કે ભૂલ્યો, પડ્યો ગહ્વરે,
સ્નેહી માનવ! સાથ તું પણ પડ્યો એવો જ ! શું તું કરે ?

હાવા કે સ્મૃતિસાગરે લહરમાં આંસુ મિલાવી, અને
હૈયાને ન્હવરાવતો, પણ સખે ' ના એ પુરાણું બને:
છે તારું જ તથાપિ નિર્મલ નહીં, તોયે ખરું રાખતુ
વાત્સલ્ય પ્રતિબિંબ આત્મગાહને રે'શે હમેશાં જતુ '



હરિત નીલ સુંદરે વનસ્થલી—
પર મળી સુકુમાર મૃગો રમે,
ઉપવનો તણી સઘન આવલી—
મહિં જવા પ્રણયી તરુણો ભમે !

ન્હાના ન્હાના ક્યહિં શુચિ સરો, કચ્છ ઉત્તાન રમ્ય,
સ્નેહે જોવા થકી ઉપજતી ભાવના કૈં અગમ્ય !
આછું આછું મુદિત રવનું ચિત્ર સંગીત થાય
શાનો ક્યાંથી કંઈ નિસરતો મિષ્ટ આમોદ વાય !

અસર સુંદર અદ્ભુત રંગની,
સકલ સૃષ્ટિ નવીન ખરે બની,
રવિમરીચિ બને હિમને હરે,
ગહનમાં તદનન્તર ઊતરે.

શાખાઓમાં તરુવર તણી ચક્રવાકી છુપાતી,
શોધ્યા કરે દયિત નયનો, જોઇને હૃષ્ટ થાતી;
ચંચૂ ચંચૂ મહિં લઇ પછી પક્ષને પક્ષમાં લે,
ક્રીડા એવી કંઈ કંઈ કરે મૌગ્ધ્યમાં દંપતી તે !

સુતનુ બે ચરણો થકી ગળતા,
પવનથી પડતાં, ફરી ઊડતાં,
વિમુખ એકલી ન્હાતી પ્રિયા શિરે
પતિ જઈ અભિષેક કદી કરે !

'કાંઈ એમાં નજર કરતાં આત્મછાયા જણાય,
બીજાંની ત્યાં પ્રતિકૃતિ ભણી એક દૃષ્ટિ તણાય
પૂરાં અંગો નહિ કંઈ દિસે, પ્રેમ તો તોય વાધે,
જોતાં જોતાં મુખ અવરનું ગાઢ આશ્લેષ સાધે'

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી.
પ્રણયની અભિલાષ જતી નથી :`
સમયનું લવ ભાન રહે નહીં :
અવધિ અંકુશ સ્નેહ સહે નહીં !

હાવાં રક્ત દ્યુતિ ઉડી જતાં થાય વૃક્ષો અરોગ,
હાવાં ચંડી મૃદુ વદનથી સૂચવે છે પ્રરોગ :
આકાશે જ્યાં હતી વિચરતી દેવનાઓ સહીંથી,
જાગ્યાં પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહીંથી.

અંધારાના પ્રલયજલથી યામિની પૂર્ણ ઘોર,
સ્વેચ્છાના વા કુટિલ કૃતિના મંદ અવ્યક્ત શોર,
ઊંડાણોમાં પડી સૂઈ જતો નિષ્ઠુરપ્રાણ કાલ
આભાસોથી થતુ યુગલ ઉન્મત્ત એ સ્નેહબાલ!

થઈ તથાપિ વિમુક્ત પ્રયાસથી,
લઈ વિદાય નદીતટ પાસથી
મિથુન એક ચડે અવકાશમાં,
સ્થિતિ કરે દિનતેજ સકાશમાં

અવર કાંઈ હવે નથી દેખતા
અવર કાંઈ હવે નથી લેખતા
ચપલ, આખરની, ક્ષણ એ છતા,
ઉભય [illegible]ન એક થતા દિસે!

ધીમે ધીમે ગતિ કરી જતો પશ્ચિમે સૂર્ય જેમ,
ઊડી બને ગ્રહણ કરતા ઉન્નત સ્થાન તેમ,
દૃષ્ટિ પ્રેરે વિતત ગગને, કાન્તિ કે ના જણાય,
આછી આછી રસ સહિત ત્યાં વાદળીઓ તણાય

ઉદધિને રવિબિંબ હવે અડે,
અતિ સમુચ્છ્રિત તેય હવે ચડે
ક્ષણ વળી પરિરંભ કરી સરે,
હૃદય કંપિત સાથ ધરી રહે!

✓રોમે રોમે વિરહભયની વેદનાથી બળે છે,
છૂટી છૂટી, સહુન ન થતા, મત્ત પાછા મળે છે,
વેળા થાતા વિધિદમનની ગાત્ર ખેંચાય સામા,
પ્રેમી બન્ને ધૃતિ અતિ છતા થાય સમૂહ આમા

ટળવળે નિરખી રચના વને,
તરફડે સમજી રચનારને
શ્વસન દુ:ખિત છેવટ સારતી,
પ્રિયતમા વચ આમ ઉચ્ચારતી –

" પોપાણોમા નહિ નહિ હવે આપણે, નાથ ' રહેવુ :
શાને આવું, નહિ નહિ જ, રે ' આપણે, નાથ, ' સ્હેવું '
ચાલો એવા સ્થલ મહિં, વસે સૂર્ય જેમા સદૈવ,
આનાથી કે અધિક હૃદયે આર્દ્ર જ્યા હોય દૈવ ? "

પ્રવદતા અટકી ગઇ એ અહીં,
અધિક ધીરજ ધારી શકી નહીં,
થઇ નિરાશ હવે લવના સ્વે,
મદુલ પિચ્છ થકી પ્રિય તે લુવે '

પણ હજી દિન શેષ રહ્યો જરા,
નઝર ફેરવી જોઇ બધી ધરા,
પ્રણયવીર લહી સ્થિરતા કહે,
બાગર જે રજ અંતરમા મહે —

હા ! શબ્દો આ સરલ સરખા મર્મને તીવ્ર ભેદે,
ગર્ભોમાંને સ્ફુરિત કરતા ધૈર્યને છેક છેદે,
" લાંબા છે જ્યાં દિન, પ્રિય સખી ! રાત્રિએ દીર્ઘ તેવી,
આ ઐશ્વર્યે પ્રણયસુખની, હાય ! આશા જ કેવી !

" અવર કાંઇ ઉપાય હવે નથી.
વિરહ, જીવન, સહરીએ મથી:
ગહનમાં પડીએ દિન દેખતા:
નયન મીચી કરી દઈ એકતા ! "

* * * *

પાછું જોતાં દ્વિજયુગલને અન્યથા થાય ભામ,
ઊંડું ઊંડું દિનકર સમું કૈંક દેખાય ધામ,
આહા ! આહા ! અવર દુનિયા ! ધન્ય ! " એ બોલતામાં,
નીચે નીચે ઉતરી પડતું વેગથી દંપતી ત્યાં !

અધિક એહ પ્રકાશ થતો જતો,
જળ જનાગ તણો વધતો જતો,
અમિત એ અનરાગ તણી મહીં,
કયદિ અચેતન એક ક્રિમે નહીં !

❦

## દેવયાની

" રજનીથી ડરું, તોયે આજે એ દેખાતી નથી,
ક્યા છો? ક્ચ ' સખે ' ક્યા છો? કેમ હું દેખતી નથી? "

લપાવેલા સ્વર મધુર આ વ્યોમ માહે કરે છ,
પુષ્પે પુષ્પે વિટપ વિટપે નૂતન શ્રી ભરે છે,
ન્હાના ન્હાના વપુ ધરી શકે શોધતા એ દિશામા,
રેલંતા એ રતિ વિવિધ શી કૈ શશીની નિશામા '

દિવ્ય પ્રભા નિરખી ઉત્સુક જે થયેલી
દેખાડવા સુહૃદને પ્રણયાર્દ્ર ઘેલી,
તે આ સ્વભાન સરવા કરી દોડ ન્હાની,
બોલાવતી ધસતી બાલક દેવયાની

તરે જે શોભાથી વન વન વિષે બાલ હરિણી,
સરે વા જે રીતે સુર સરિતમા સૌમ્ય કરિણી,
કરે એવુ જ્યોત્સ્નાભ્રમણ, ભ્રમણે જ્યા અટકતો
શશાંક પ્રેક્ષીને સુભગ મણિ યેથે ઝમકતો '

તરુઓ અલિનાદે આ અંગો નલિતને નમી,
સમય નલ રહે છે, આહા ' ઊપરથી ભમી '

ધીરો મીઠો કુમુદવનનો માતરિશ્વા વહે છે,
ક્રીડંતો જ્યાં તરલ અલકશ્રેણિ સાથે રહે છે;
ભાલાને એ વ્યજન કરતો દાખવે આભિજાત્ય,
પ્રેરે નૃત્યે પદ રસિકનો અગ્રણી દાક્ષિણ્ય !

જેવી તરંગ શિખરે જલદેવી નાચે,
વક્ષઃસ્થલે શિશુ મસી ગણી બિંદુ રાચે;
અજ્ઞાન તેવું રમણીય નિહાળી લાસ્ય,
પામે પ્રમોદ વસુધા ઉભરાય હાસ્ય !

હવે તો મેદાને વરતનુ દિસે છે વિચરતી,
વિશેષે સામે, ત્યાં ત્વરિત ચરણોની ગતિ થતી;
રહ્યાં બંને બાજુ તરુવર, નહીં કાંઈ વચમાં,
વસેલું આવીને પણ સકલ સૌંદર્ય કચમાં !

રોહિણીપતિના ભાલે રશ્મિઓ રમતા હતા:
તુહિનાચલના જાણે શૃંગમા ભમતા હતા !

શોભિતા શા મૃદુ અવયવો, સ્નિગ્ધ, ગોરા, ભરેલા,
યોગાભ્યાસ પ્રબલ થકી શા યોગ્યતામાં ઢળેલા :
ભાલે, નેત્રે, સકલ વદને, દીપ્તિ સર્વત્ર ભાસે,
જ્યોત્સ્નાનેએ વિશદ કરતો સ્વચ્છ આત્મીય હાસે !

આકાશ મંડલ ભણી દૃગ એ નથી જ,
વિશ્રામ આજ નથી ભૌતિક કોઈ ચીજ;
નેત્રો નિમીલિત થતાં હૃદયે તણાય,
અધ્યાત્મ ચિંતન નિમગ્ન થયો જણાય!

હવે તો આ આવી નિકટ ગુરુકન્યા કચ તણી,
અવસ્થાને જાણી નહિ, અગર જાણી નહિ ગણી;
"નિહાળે શું ? હા ! તો સફળ સમજું આગમનને !
નહીં : નીચી દૃષ્ટિ : અરર ! અવમાને ગગનને !"

કર સાહી કહે મીઠું : "વ્યોમસાગરને તટે,
મુખ તો વિધુલક્ષ્મીનું જો, અયે ! આમ ના ઘટે !"

પાડી નાંખે તનુ પર પડ્યું બિંદુ જે હેમ આવી,
ઝાડીમાંથી મૃગપતિ જરા યાળ જેવો હલાવી;
કીધો નીચે સુતનુ કરને એ પ્રમાણે કચે જ્યાં,
ઝાંખા જેવો વિધુ પણ થયો દૈન્ય દેખી નભે ત્યાં !

આશંક ભીરુ નિરખી રહી આસપાસ,
ન્હાનું દીસે મુખ અનાદરથી ઉદાસ;
ધીમે હવે કચ ભણી જયમ એ વળે છે,
તેવું જ હા ! ઉતરતી દૃગને મળે છે !

જરા જોયું, ત્યાં તો અતિશય દિસે છે પ્રેમની,
કુમારીને લજ્જા, નયન પણ નીચાં જ ધરતી,
રહી વેળા થોડી કંઈ પણ હવે આમ ઉચરે,
હતું ધીમું તોયે, પરિચિત જના એ પણ ડરે !

" અવસ્થાએ હતું, દેવી ! તને ભાન દિસે નહીં ·
મુગ્ધ ! શું સમજે છે તું બાળભાવ બધા મહીં ? "

રે રે ! એને શ્રવણ ન કદી વાક્ય એવું પડેલું,
હૈયું એનું મૃદુલ વિરલું ગર્ભમાથી ઘડેલું,
આંસુ આવ્યાં નહિ, પણ બની બાલિકા છેક ઝાંખી,
ઊભી ઠરીને, વિવશ ચરણે, મર્મ નિઃશ્વાસ નાખી !

આ તે ઉભી કુમુદિની સરખી નમેલી,
જે ચંદ્રની વિકૃતિને ન કદી ખમેલી,
લાવણ્યને વિવશ જોઈ નહીં શકે જે,
ચિત્તે અરે ! વચન ગેય ક્યહાં ટકે તે ?

ત્યમાં જેવી, જેને દિલગીર કરેલી નહિ કદા,
રહી માથે જેની શિશુ સમ બનેલો પણ સદા,
કરી તેની આવી સ્થિતિ નિજ કઠોર પ્રવચને,
થયો પશ્ચાત્તાપ પ્રબલ મનમાં દુર્ત ક્યને

શબ્દ સાંત્વનને માટે શોધે, પણ મળે નહીં,
વિચારે બહુધા, તોયે કંઈ ચેન વળે નહીં!

રોતી હોશે અનન્ત સુખે એમ શંકા કરીને,
ઊંચી લીધી તનુ કટિ કને બાહુ સાથે ધરીને,
"બાલે! શું છે વદ નભ વિષે, મન્જુ હું સર્વ જોવા,
તારી સાથે, અધિક રહશે તો પછી સાથ રોવા!"

રોકેલ અશ્રુજલ જે હૃદયે જડીને,
ભીંજે કપોલ કચના હમણાં પડી તે,
ઢાંક્યું હતું ઘનપટે મુખ જેહનાએ,
ત્યાં એ સુહાસ્ય વિધુના સમ અલ્પ થાય!

ધરી હૈયા સાથે સદય મૃદુ આલિંગન કરી,
વહીને ઓષ્ઠેથી મધુર વદને ચુમ્બન હર્યું,
કરી નીચી હાવાં સજલ નયને એ નિરખતો,
છવાયેલું દર્પે વદન સ્મિતથી હર્ષિત થતો.

સ્ફુરે લાવણ્યનું શું આ પદ્મિનીના અંગમાં
રમતી રમણી ભાસે દિવ્ય નૂતન રંગમાં!

શોભે જેવી શુચિ નિમગ્ની માનસેથી મરાલી
નાચે રંગ વિમલ જલમાં નાચતી વા મૃણાલી,
ઓચિંતી વા તનુ ચમકતી મેઘથી જેમ વીજ,
બાલા તેવી બની ગઈ, અરે અદ્ભુત સ્પર્શથી જ!

ત્યાંત પૂર્વ સ્મરણ વિસરી ગઈ એ,
દૃશ્યમાં દ્વિગુણબદ્ધ હવે થઈ એ,
સ્નેહોર્મિથી મન્મથની થઈ આંખ ભીની,
જેનો રહ્યો મરાલના રૂપ સુન્દરીની!

તરે જે શોભાયા વન વન વિષે બાલહરિણી,
મરે વા જે રીતે સુરસરિતમા સૌમ્ય હરિણી,
ફરે એવું જ્યોત્સના ભ્રમણ, ભ્રમણે ત્યા અટકતો
શશાંક પ્રેક્ષીને સુભગ મણિ મેંઘે ઝબકતો!

વિશુદ્ધ સ્નેહનું જોડું વિશ્વસૌન્દર્યમા વહે:
વૈરાગી વિધુ ને તારા નભથી નિરખી રહે!

❧

## ઉદ્દગાર

( ખંડ શિખરિણી )

વસ્યો હૈયે તારે :
રહ્યો એ આધારે :

ગ્રિયે તેમાં મારે પ્રણય દુનિયાંથી નવ થયો !
નવા સંબંધીનો સમય રસભીનો પણ ગયો !

નહિ તદપિ ઉદ્વેગ મુજને :
નયન નિરખે માત્ર તુજને :

હરે દૃષ્ટિ, વ્હાલી, સદય મૃદુ તારીજ રજને !

સદા રહેશે એવી :
સુધાવર્ષાં જેવી :

ગણી માનું, દેવી ! ક્ષણ સકલને જીવન તણી :
પ્રમત્તાવસ્થામાં નજર પણ નાખું જગ ભણી !

## માનસ સર

અંતર ઉભર્યુ હો ! સહસા ધૈર્ય ગળ્યુ હો !
ક્ષોભ થયો વૃત્તિમા અતિશય, તરંગ જબ્બર ચાલે :
માનસસર માંડ ડોળાયુ, ખૂબ ચલિત જલ હાલે :
સ્થાનક ન મળ્યુ હો ! સહસા૦

હાય ! વધે જલ, અલ્પ હિમે સ્થલ, છેવટ રે ! શુ થાશે ?
નાજુક પાળ, પ્રચંડ ભરાવો : હા ! શી રીત સમાશે ?
જલમય ન ચસ્યુ હો ! સહસા૦

આવે ઉગ્ર ઉછાળા ઉપર, તોફાન ખરૂં જામે :
ન્હાનું સર, દેખાવ ભયાનક ! શાથી સહુ વિરામે ?
પાછું ન વળ્યું હો ! સહસા૦

રંગ ગયો બદલાઇ, પરિખર નિર્મળતા પણ ઊડી !
જલસેના ઉભરાવા માંડી, પાળો પણ ગઈ બૂડી :
સ્થલ સાથ ભળ્યુ હો ! સહસા૦

ઉપર થઈ ટોળાંય બધેથી મસ્ત ઘોધવા દોડે :
જંગ બરાબર થાતા નિર્બલ પરિસીમાને તોડે :
આખર ન કળ્યું હો ! સહસા૦

ॐ

## અદ્વૈત

એક જ અગણ્ય સત્ત્વ વ્યાપ્ત સર્વ વિશ્વ વિષે,
અવકાશ કાલથી અનંત જેવું ભાસે છે,
જ્ઞાન, પ્રેમ, દયાથી વા દૃષ્ટિગતડચ દૂર થતા
ભિન્નત્વ પ્રતીતિ પણ સ્વલ્પ વાર હ્રાસે છે,
અભેદની સાથે ઐક્યાનુભવ પ્રસંગોપાત્ત
અજ્ઞાન સ્વરૂપ જના સર્વ કોઇ પામે છે,
પ્રેમા વિષે સંશય વા અવિશ્વાસ લાવી જેઓ
તદ્રૂપ ન બને તેઓ પછીથી વિમાસે છે!

દૂરત્વને દૂર કરી એક જ જણાય તેમ,
અનુરક્ત માતા બાલ હૃદય સમુ ધરે,
શરીર જ ભિન્ન, નહીં અંશ, એમ સૂચવતા,
સખાઓ સખાઓ સાથ સ્નેહથી ક્રીડા કરે,
અનુગ્રહ વા તો અનુકંપાની અવસ્થા વિષે,
મનુષ્ય અમાનુષને ઓળખે નહીં, ખરે!
પ્રેમથી થઇને મગ્ન, એકત્વ જાણી, કરીને,
યોગ્ય ઇષ્ટ, યુગ્મ રસસાગર વિષે તરે!
નવોઢા સ્થિતિમાં જ્યારે અંગ મૌગ્ધ્ય હતું, ત્યારે
એકત્વ વિષેની મારી પ્રાર્થના ન માનતી,
જડ દૃષ્ટિને જ માત્ર અનુસરનારી બાલા
તાત્પર્ય અભેદ તણું કશું નહીં જાણતી,

## અશ્રુને આવાહન

બધે આ વેળાએ ગહન સરખી શાંતિ પ્રસરી,
વહી ચાલી રાત્રિ જગ સકલને નિદ્રિત કરી,
કર્યાં કોટી યત્નો, બહુ બહુ ઉપાયો પણ વળી,
તથાપિ મારી તો, અરરર ! હજી આંખ ન મળી !

મળે એ શી રીતે? નથિ હૃદય પ્હેલા તણું હવે,
બન્યું એ તો બીજું બહુજ બદલાયું અનુભવે,
હવે સૂના દેતુ નથિ શયનમાં તુર્ત પડતાં,
નિશાઓ ગાળું છું અતિશય ઘણી વાર રડતાં !

અરે ! એનો એ છું, બહુ વખત વીતી નથિ ગયો,
હતો કેવો ! આજે, અરર ! પણ આવો કયમ થયો ?
જરા ન્હોતી ચિંતા, હૃદય સુખમાં રોજ રમતું
ખુશીથી, સૌ રીતે, સકળ વખતે, સર્વ ગમતું

અરે ! આજે તો આ રજ હૃદયને દારુણ દમે,
બહુ રાખું ધૈર્ય, પ્રબળ પણ આઘાત ન ખમે,
નહીં આવે આંસુ, કઠિન બળ સાખી કયમ શકું,
નથી ગ્રાસા જાતી, અશરણ હવે હું નહિ ટકું !

અરે! આવો, વ્હાલાં! અવર નથિ આધાર જ રહ્યો,
વહો, આંસુ મીઠાં! વિષમ ભર જાતો નથિ સહ્યો;
તમે ચાલો, વર્ષો, નયન થકી ધારા થઈ પડો,
અધે, અંગે અંગે, સુહૃદ સરખાં અત્વર દડો!

રહ્યાં છો તો મારાં શિશુપણ હતું તે સમયથી,
વિનંતીને મારી કદિ પણ અકારી કરી નથી,
ઘણી વેળા ભીંજી તનુકુસુમને સૌમ્ય કરતાં,
ગમાવીને હૈયું તરત વળી સ્વસ્થાન સરતાં!

નથી પામે કોઈ પ્રિય હૃદયને શાન્ત કરવા,
ધરી માથે છાતી જ્વલિત મહિં પીયૂષ ભરવા;
વહો માટે વ્હાલાં, વિવશ બનતાં હું કરગરું,
તમે આવો વ્હાલાં! સ્ફુટિતઉર આવાહન કરું!

અરે! આ તો મોડી મગ્ન દિલમાં દૂર ઉછળ્યાં,
ચડ્યાં ઊંચે વેગે, ઉદાગ નયનો અંદર ગળ્યાં,
પડી ધારા ધોળી અમૃત સરખી શીતલ હવે,
નહીં થાતાં ઓછી પ્રચલિત રહી તાદૃશ જવે!

વિચાર્યું મેં, વસ્તુ પ્રણય સરખી છે નહિ અહીં,
પ્રતીતિ કીધી, કે ફલ લવ નથી જીવન મહીં;
દુર્ભાગી વાતોના સ્મરણ ગહને જ્યાં પડી ગયો,
રહ્યાં એ અશ્રુ તો નહિ, તદપિ નિરાશ થયો!

## પ્રણયમાં કાલક્ષેપ

નહીં આવે આડે પ્રણય પ્રણયીના હિત મહીં
કદા, કહેવું એવું, પ્રિયતમ સખે ! લાયક નહીં;
દિસે તોયે ખોટું, સદય પર શું નિર્દય થવું?
તપાસી જો, જોશે અનુભવ વિષે અંકુર નવું !

વિચારે કે મોડું ક્ષણ પણ હતે, હા ! નહિ વળે,
મળે જ્યારે ત્યારે : સમય વહી જાતાં નહિ મળે;
સખે ! ધારા પ્રેક્ષી જલદ, રસમાં સ્નાન કરવું,
જરા વ્હેલું ? હૈયે નહિ, અરરર ! એવું ન ધરવું !

નથી તારૂં એ કે, સકળ રચના છે કુદરતી,
નિસર્ગે બંધાતી, ત્રુટિત પણ મેળે થઇ જતી;
પડ્યું જે સંગીત શ્રુતિ પર નભોમંડળ તણું,
અરે ! જો મા તારો સમય, વિરલું, અંતર ઘણું !

સુધાના મત્સ્યોનું મધુર મધુ કોને નહિ ગમે ?
સ્વભાવે પ્રેરાતુ પ્રિય હૃદય નિષ્કારણ દમે !
ઉઘાડી દે દ્વારો પણ વિહગને પિંજર જવા,
બની ઘેલું પેલી કુસુમરજમાં મૂર્છિત થવા !



# રતિને પ્રાર્થના

મન્મથ અન્યા કૈં કૈં ક્રીડા પ્રદર્શનથી પ્રિયે!
વિવશ કરવા, સ્પર્શે સ્પર્શે, સગર્વ મથ્યા પ્રિયે!
નવલ મધુરા હાસ્યે હૈયું દ્રવી ગરજે ગયું,
**રતિ** વિરમવું દેવી! હાવાં બચાવ ખરું થયું

મૃદુ મદભર્યાં ગાત્રો ત્હારાં તજી ન શકું કદા,
વિરલ કરથી આસ્વાદીને પ્રસન્ન રહું સદા;
નયન નમણાં, ગ્રીવા ધોળી, લલાટ સુહામણું,
અવિરત ફરી ચુંબી ચુંબી કૃતાર્થ નહીં ગણું!

અધિક સુખના કાર્યે આજે નિયોગ કરે જરા,
વિનત કરવી પક્ષો કાન્તે! પ્રવાસ પગે જરા,
ઉડુગણ હજી ભામે વ્યોમે સહવાર પડે નહીં,
ત્યમ વિચરવું તેજેથી ત્યાં વિમોહમયી મહીં!

નિજ સદનમાં શય્યા મધ્યે નિહાળીશ મિત્રને,
ચપલ દગથી જોશે શોધી સમાગમ ચિત્રને;
પ્રહર પણ આજે વીતે તેજ એક જ અંતનો,
દિન છે આજે ત્હારા પ્રિયે! બલવતનો!

સ્ફુરિત કરજે સ્વપ્નુ આવુ સખી ! હળવે રહી–
સુહૃદ પળનો રાત્રિમા જ્યા પરિક્રમણે વહી !
વિમલ કુસુમો વર્ષે હાંં સુમિશ્રિત વિસ્મયે.
ત્વરિત નિરખે ત્યા બાલા બે રસાલ નના વયે.

લલિત નમનેથી ' આયુષ્માન્ ' થવા વરદાન દે,
" જય જય " તણા મીઠે કંઠે વળી વચનો વદે,
કરી અભિનયે અંગોની કૈં સુકોમલતા છતી,
જલધિજલના તારાઓમા પડી ઉનરી જતી

સ્વન મધુરતા વાદ્યે જેની પ્રશાન્ત થતા વધે,
પરિમલ જતા આવે અગો મહીં પ્રસરે બધે,
સહજ હળવે તેવી રીતે પ્રબોધ થવો ઘટે,
અમર સુખની ઉડી જેથી નહી સહસા મટે !

રવિકિરણને રંગી સેજે મનોહર રગમા !
મૃદુ પવનના મોજા દેજે સુશીતલ સગમા !
વિજ્ય સરખો દર્શાવીને મહોત્સવ સૃષ્ટિએ !
પ્રણય હરતો જેજે હર્ષ પ્રકાશિત દૃષ્ટિએ !

નજર જ પડે તેવામા જો કદી પ્રતિમા ભણી,
નરત બન્ની દેવી તારે પ્રભા નયનો તણી,
વદન હમણા માગે જાણે હસી અભિનન્દશે,
પ્રકટિત થતા સ્નેહ સ્નેહી સખા અભિનન્દશે.

શુચિ હૃદયના સૌંદર્યોની-સખી! અધિદેવતા!
પ્રણયમય આ વિશ્વે બાલે! ત્હને મ્હુ સેવના;
રતિરસ બધે રેલાવીને ફરી વળજે પ્રિયે!
સત્ય રહીને ક્યારે ક્યારે મ્હને મળજે પ્રિયે!



## વિધુર કુરંગ

શશી નિરખતો, અને ગગન મધ્ય ઊદી કરી,
સુદૂર દગથી કુટુંબરત તારલાઓ ફરી,
સુધા વરસતી બધે, નહિ જ ભગ્ન હૈયા પરે,
ફરે તરફડે, ઠરે નહિ જ, દેહ શાથી ધરે !

**प्रिया प्रियतमा गता !** જગત સર્વ ઝાંખુ થયુ,
ગયુ સુખ, ગયું બધુ, ન પણ જીવવાનું ગયુ.
તજી ગઇ વિલાસિની નિજ કુરંગને, શાવને,
સુતો મૃદુલ બાલ તાત ચરણે, ન માતા કને !

દિશા કંઇ ભવિષ્યની ન કંઇ ભૂત તે સૂચવે,
પડી વિકટ વર્તમાન કુદરે ગ્રહેલું હવે;
પડી ઉચરવું, ગડી ઉચરવું હર્ષ અર્ણ:
પ્રિયા ! હૃદયદેવતા ! પ્રિયતમા ! સખી નર્મદા !

ફરી સ્મરણ આતના રુધિરનીર નેને ઝરે,
ક્યા સ્વજનને થતા વન પાસ પાણી ધરે,
નહીં સ્વજન તે : સખી ! સ્વજન એકલી તું હતી,
નદસરાન શાસમા હૃદયની પયાગી થતી !

## વિપ્રયોગ

( અંજની ગીત )

"આકાશે એની એ તારા
એની એ જ્યોત્સ્નાની ધારા
તરુણ નિશા એની એ દારા—
ક્યાં છે એની એ?

'શું એ હાવાં નહિ જોવાની?
આંખડી શું નહિ લ્હોવાની?
ત્યાંએ ત્યારે શું રોવાની—
દારા એની એ?"

* * * *

'છે, જ્યાં છે સ્વામીની તારા
સ્વર્ગોની જ્યોત્સ્નાની ધારા
નહિ જ નિશા જ્યાં આવે, દારા—
ત્યાં છે એની એ'

"છે ત્યાંયે એ ત્યાં જોવાની
આંખડી એ ત્યાં લ્હોવાની
સ્વામી સાથે નહિ રોવાની—
દારા એની એ

## મત્ત મયૂર

નાચે રમ્બાનો અલબેલો આજે રંગમાં રે!
શ્યામા સંગમાં રે!

વીજળી જેમ છટાથી તરે છે,
ઘોર ઘટા ઘન શોર કરે છે,
જોબન જોર ભરે છે એના અંગમાં રે!

હર્ષ પ્રિયા નિરખી પિયુ પામે,
લોચન લોચન મળિ વિરામે,
પ્રેમ પરસ્પર જામે પૂર્ણ પ્રસંગમાં રે!

રાગ પ્રસન્ન, મનોહર, ઘેરો,
દાદુર નાજુક ટેલડી કેરો;
કરતો વિવશ નમેરો છેક અનંગમાં રે!

હૃષ્ટ ઉઠે ચરણો પ્રિય પાગ,
મોદ કરે મધુકે મુખ લાગે
ધમતો ભાગે વીર કુશલ રણજંગમાં રે!

પિચ્છ પ્રદેશ જલે જળગાળો,
ગર્જનનું કરી પાન ધરાગો
આવી હવે પ્રિય પાસ ભરાયો સંગમાં રે!



## પ્રિયાને પ્રાર્થના

'મને તુ એક દુનિયામાં રખે ઠપકો, પ્રિયે, દેતી'
રહી એ એક ઠપકાની મને પરવા : રખે દેતી!

ચડયો સંગીતને નાદે : બન્યો ચકચૂર હું રસમા :
તને સ્વર જો સુનાવું તો, અરે! ઠપકો રખે દેતી!

નહીં એ નાહની, બાલે! કદર કે પામરો સમજે :
કદરની ના મને આશા! કહું, બેદિલ રખે કહેતી!

ન હોવાં કાલ પણ, વ્હાલી! જતો રસપૂર્ણ જીવનનો :
નહીં દોલત તહીં મારી : રખે કંઈ મોદમાં રહેતી!

બનાવીશ કેક જો કે હું તને ભુવના ચમત્કારો :
ગરીબી તોય રહેવાની : રખે મદ ગર્ત્તમા વહેતી!

કદાપિ ના શકીશ બોલી ફરીને સ્પષ્ટ આ શબ્દો :
ડુબી રસસાગરે પડના જતા ઠપકો રખે દેતી!



## મુગ્ધાને સંબોધન

તને રાખું હમેશાં નેત્રમાં હૈયે ન્હાની!
કદી તકલીફ તોપણ થાય તો કહીયે ન્હાની!

નિશા નિરખી! ગણી દીનતા મારી ઉપર
જરા કંઈ મશ્કરી મરેવાય તો સહીયે ન્હાની!

" હવા ભોગી થતા મુગ્ધા કદી શકશે ક્યાંથી? "
વિચારી એમ મ્હેં જ ગુમાનમાં રહીયે ન્હાની!

બહુ શરમાળ જો તું તો ન હું ઓછો અંદર
અમે તો મર્દ હિમ્મત મ્હારની વહીયે ન્હાની!

ડરીને ધ્યાન બાને! ચાલ જો ચહીયે વ્હાલી!
ચઢી જશ આગળી મોજે પડી વહીયે ન્હાની!

❧

## અજ્ઞાન સખા પ્રતિ

નહિ નહિ કદા તારે શબ્દે જરી લઘુતા ધરે :
નહિ કયમ હજી માયાની એ તને જડતા મરે !
હૃદય પણ શું ભૂલે ? આસ્થા ડગે ? નહિ સાંભરે,
પ્રણય રસની બ્રાહ્મી'વસ્થા ? સખે ! ન ધરે ખરે !

નહિ રસ, સખે ! આત્માનો એ કદાપિ કમી થનો :
રસમય લસે આત્મા તો એ ચરાચરમાં છતો !
સ્મરણ કરજે મારે, વ્હાલા ! સ્વરૂપ તણું, અને
અકલમયતા ધ્યાને આવી પછી મળજે મને !



# આશાગીત

અહા ! ના આજ વર્તાવે સ્વર્ગ આત્મા પરે, આશા !
બજેલો આર્ત્ત એ શો એ સ્વપ્નાને દરે, આશા !

ખરે ! શું આવશે ત્યારે ફરીથી સાથ એવો દિન,
કદાપિ સ્નેહને સ્વર્ગે ? કહે છે શું ખરે, આશા ?

અને શું રૂઝશે આખિર જખમ એ શુદ્ધ હૈયાનો ?
અને એ ચાલશે સાથે ? દયા કરી કરે, આશા !

નહીં પરવા જરા અમને કશાએ નવું ઐહિકની
હજુ સંતોષ જો તેને, મને તો ઉદ્ધરે, આશા !

નિહાળું હા ! ભવિષ્યે જો ધરી પણ નેનમાં જૂનો,
સખાનો સૌમ્ય, હૈયું તો સુખે ભવમાં તરે, આશા ?

મને માંદી રહી આસ્થા મળ નવ ગાનમાં, દેવી !
વળી એ દિવ્ય રુદનને ભરી ને નાખજે, આશા !



## અનામી નામ

અનામી નામ તારું હા! સખે એ રહેવાનું!  
નહીં મારે કદાપિ કોઈને એ કહેવાનું.

તને પણ આખરે જ પ્રતીત છે સ્નેહી થવાની:  
નહીં મારે અહીં સૌહાર્દ સુખ હા! દેવાનું!

ચડે આસ્માન તું, હું તો હજી ચોણું પાંખો:  
તને દેખાય ક્યાંથી રૂપ મારા જેવાનું!

છતાં સાચી પુરાની પ્રીત તારા આત્માની:  
મને સરજ્યું જ આત્મ વિયોગ અંતર સહેવાનું!

તથાપિ એક દિનની સાભરે આશા જ્યારે:  
રસીલા કોઈ જીવન સાગરે છે વહેવાનું!

અને જ્યારે અનામી વિશ્વને વ્હાલું એ નામ:  
પ્રતિક્ષણ સ્વર્ગના વીણા મુખે છે લેવાનું!



# પુરાની પ્રીત

સ્વરો તારા મને મીઠા સદા લાગે વ્હાલી !
છતાં આત્મા સદા બીજા સ્વરો માગે વ્હાલી!

તને ચાહું હમેશાં પોષતો આશા અંતર :
છતાં સંતોષ હોવા ના બીજા રાગે વ્હાલી !

નહીં એ છે અજાણ્યો રાગ છેક તને બાલે
સુણે તેવી સ્મૃતિ લહરી તટે વાગે વ્હાલી !

સખી ! જો સાભળે ઉસ્તાદની કે એ બાની:
સુખે અમભેદ આત્મા તો બધા ત્યાગે વ્હાલી !

અને બ્રહ્માંડમાં પ્રતિશબ્દ ફેલાતા. આખર
પુરાની પ્રીત સાચી સ્વમથી જાગે વ્હાલી !



## રજાની માગણી

રજા આ હસ માનસને, સખી! જાવા દેવો
વ્યથાઓ સ્નેહની સૌને, સખી! માઠી સ્હેવી!

રહ્યો સાથે બહુ કીધુ જગ કઇ મીઠ ગાન
જવા દેવો ઘટે માલેકની મરજી એવી!

જવાનુ જો બધાને એક દિન ત્યા આત્માને,
વગે છૂટા થતા કઇ કાન તો સ્થિરતા લેવી!

મના સભારશે એ માનમે પણ સ્નેહીને,
તૃષા રહેશે સમાગમની તને જેવી તેવી!

બધુ તો રાખજે જૂનુ નવુ કઇ સભારી,
મળી નિજ વાસમા વાતો, સખી! પડશે કહેવી!



## રજાની માગણી

રજા આ હસ માનસને, સખી! હાવા દેવી :
વ્યથાઓ સ્નેહની સૌને, સખી! માઠી સ્હેવી!

રહ્યો સાથે બહુ : કીધુ જરા કંઇ મીઠું ગાન :
જવા દેવો ઘટે : માલિકની મરજી એવી!

જવાનું જો બધાને એક દિન ત્યાં આત્માને,
ઘટે છૂટાં થતાં કંઇ કાલ તો સ્થિરતા લેવી!

સદા સંભારશે એ માનસે પણ સ્નેહીને,
તૃષા રહેશે સમાગમની તને જેવી તેવી!

બધું તો રાખજે જૂનું નવું કંઇ સંભારી,
મળી નિજ વાસમાં વાતો, સખી! પડશે કહેવી!

## મિત્રને આમંત્રણ

તપની શાને, મૂરખ ! તાપે સૂકલ ઘાસમાં રે !
ગુરુજ્ઞાની ગંભીર સરોવર શીતલ પાસમાં રે !

સ્નેહી છે માટે સમજાવું :
નહિ આ જડ પાણીનું ન્હાવું :
જ્ઞાનસ્વરનું ગાવું આતમ વાસમાં રે !

દોલત ને કીરત બે મીઠી,
ઝરણી તેં માયાની દીઠી;
મોહાધીન પડ્યાં તું વ્યર્થ પ્રવાસમા રે !

✓ જ્ઞાન સમી શાંતિ ના તેમાં :
ભોળા રે ! ભરમાયો શેમાં ?
શું બેઠો દગ ખોઈ અવિદ્યાપ્યાસમાં રે !

ચાલ, સખે ! હાવાં તો સાથે :
બોલાવ્યા બંનેને નાથે !
હેને ગ્રહશે હાથે નિર્મલ હાસમાં રે !

:

ঔ

## રજાની માગણી

રજા આ હંસ માનસને, સખી ! હસતાં દેવી
વ્યથાઓ સ્નેહની સૌને, સખી ! મોટી રહેવી !

રહ્યો સાથે બહુ કીધું જગે કંઈ મીઠું ગાન
જવા દેવો ઘટે માલેકની મરજી એવી !

જવાનું જો બધાને એક દિન ત્યાં આતમાને,
તો છૂટા થતાં કંઈ જ્ઞાન તો સ્થિરતા લેવી !

મળ્યા સભાગ્યે એ માનસે પણ સ્નેહીને,
તૃષા રહેશે સમાગમની તને જેવી તેવી !

બધું તો રાખજે જૂનું નવું કંઈ સંભારી,
મળી નિજ વાસમાં વાતો, સખી ! પડશે કહેવી !



## મિત્રને આમંત્રણ

તપની શાને, મૂરખ! તાપે સૂકા ઘાસમાં રે!
ગુરુઆની ગંભીર સરોવર શીતલ પાસમાં રે!

સ્નેહી છે માટે સમજાવું:
નહિ આ જડ પાણીનું ન્હાવું:
જ્ઞાનસ્વરનું ગાવું આતમ વાસમાં રે!

દૌલત ને ઈશ્ક એ મીઠી,
ઝરણી તેં માયાની દીઠી;
મોહાધીન પડ્યાં તું વ્યર્થ પ્રવાસમા રે!

✓જ્ઞાન સમી શાંતિ ના તેમાં:
ભોળા રે! ભરમાયો શેમાં?
શું બેઠો દગ ખોઈ અવિદ્યાધ્યાસમાં રે!

ચાલ, સખે! હાવાં તો સાથે:
બોલાવ્યા બંનેને નાથે:
હેતે ગ્રહશે હાથે નિર્મલ હાસમાં રે!

## અગતિ ગમન

બધા ઝાખા તારા, વિધુ પણ મહીં તેજ નુ મળે,
થયેલુ અધારૂ પથિક તરુછાયાથી સઘળે,
નહીં ચાલે તેમા ચરણ, દિલ તો દૂર ફરતુ,
મુખે ' બીજે તો ક્યા ? પ્રિય હૃદયની પાસ સરતુ '

નથી તેં શુ ક્યારે ક્ષણ વિરલ એવી અનુભવી ?
સ્ફુરતી ઊડાણે અસર સહસા અદ્ભુત નવી :
વિચારો રેલીને પ્રણયરસ સર્વત્ર ઉભરે,
અને ન્હાતા ન્હાતા હૃદય હૃદયાલિંગન કરે '

બને ત્યારે આખો મૃદુલ શિશુના સ્વપ્ન સમ, ને
જતી ભાસે સ્વર્ગે સહજ શિરના સ્વપ્ન નમને '
ફરી પાછુ હૈયુ ક્ષણ અનરમા વામ વસતુ,
અને અધારાથી ચરણ નમતુ શીઘ્ર ખમતુ '



## પ્રણયવચન માટે પ્રાર્થના

( મિસિઝ બ્રાઉનિંગના એક કાવ્ય ઉપરથી )

કહે, કે ચાહે છે : ફરી ફરી કહે, કે જિગરથી
મને ચાહે છે તું ; કવિવર ! સુખેથી વચન એ
લખ્યું કાવ્યે તેવું પરભૃત તણું કૂજન બને !

વિચારી લે, વ્હાલા ! રસમય ટુહૂકા વગર એ
નદીતીરે, ખીણે, અમર ગિરિશૃઙ્ગસ્થિત વને,
બધી લીલા સાથે નહિ કદી વસંત પ્રગટતી !

પડ્યા દૈવી જેવાં મધુર વચનો કૈં શ્રુતિ પરે,
હતી અંધારે ત્યાં; પ્રિયતમ ! પ્રતીતિ નહિ થતાં,
તને ચાહું છું, એ ફરી પણ કહે, એમ વિનવું.

કહે માટે, ચાહું ! જિગર થકી ચાહું, પ્રસરતી
ભલે વાણી એ તો રજત જે ઝણકાર સરખી,
અને એકાન્તોમાં પણ નહિ જતો માત્ર ! વિસરી !



## સ્નેહ માટે સ્વર્ગત્યાગ

( મિસિઝ બ્રાઉનિંગના એક કાવ્ય ઉપરથી )

સખે ! એવું છે શુ ? મરણ મુજ શુ સત્વર થતા,
તને ઓછું આવે કંઈ પણ પછી જીવન મહીં ?
અને શું આ મારે શિર કબરમા ભેજ પડતા
તને ઝાંખા લાગે રવિકિરણ કાલાતર અહીં ?

સદા તારી, તોયે હૃદયગત આવી થઇ શકું,
નહીં એ જાણેલું: તદપિ કયમ હાલાં જઇ શકું ?
અરે ! મૂકી દે રે મરણ પરથી, જીવ ! મમતા !
અને હાલા, પ્રેમી ! પ્રણય વરસાવી નયનથી,
પ્રિયાની સામે જો; શ્વસન કર મારા મુખ પરે !
અને જે બાલાઓ પરમ પદવી અર્પણ કરે,
ઝમીનોની સાથે, પ્રણયસુખની ખાતર મથી,
કરૂં હુંએ તેવું: કબર દઈ આપી, જગતમા
રહું તારી સાથે, નયન પરનું ઝુમત તજી



# પ્રણયની ખાતર જ પ્રણય

## ( મિસિઝ બ્રાઉનિંગના એક કાવ્ય ઉપરથી )

સખે! મારી સાથે પ્રણય કરવો, તો પ્રણયના
વિના બીજા માટે નહિ, નહિ જ આવું મન કહી
"સ્મિતો માટે ચાહું, દગ મધુર માટે, વિનયથી
ભરી વાણી માટે, અગર દિલના એક અગત્યા
તરંગોને માટે, અમુક દિન જેથી સુખ થયું !"
બધી એ ચીજો તો પ્રિયતમ ! ફરી જાય, અથવા
તને લાગે તેવી, અભિમુખ અને તું પ્રથમથી
થયો, તે એ રીતે વિમુખ પણ રે ! થાય વખતે !
અને આવા મારા જલભરિત લુછે નયન જે,
દયા તારી, તેથી પણ નહિ, સખે! સ્નેહ કરતો:
રહે કાંકે તારી નિકટ, ચિર આશ્વાસન લહે,
ખુવે તે એ પ્રીતિ, સત્ય ! નિજ આસુ વિસરતાં!
ચહો વ્હાલા ! માટે પ્રણય જ તણી ખાતર અને:
ગ્રહે કે જેથી એ નિરવધિ યુગોમાં અમરતા !



## વ્હાલાંઓને પ્રાર્થના

( અજની ગીત )

રોનારૂં ભીતરમા રોતુ.
લ્હોનારૂં ભીતર ના લ્હોતુ.
દૂર સખ્યાનું હૈયું
સાથે રોતુ ને જોતુ!

વ્હાલાઓ' વ્હાલાને કહેજો'
સાગરમા તો સાથે વ્હેજો'
સ્હેવાના એકાબીજાના
સાથે સૌ સ્હેજો

## ગાનવિમાન

સખી ! એ દૂર માનસના મને સ્વપનાં ભાસે :
હવે થાકયો બની લાચાર પલ્વલના વાસે !

વસ્યો વર્ષો ઘણાં: વર્ષો ઘણાં ધોયાં ગાત્રો :
ન પોષી પ્રાણને હાવાં શકું ઘરડે ઘાસે !

દૃગે દૃગ સ્નેહની તારા સમી ઝાખું તારી :
નહીં પણ પાંખની શક્તિ હવે મારા શ્વાસે !

રહ્યું કર્તવ્ય પણ ના, જો ! સલુણો આકાશે,
તરે કલહંસ તારો નિર્ભયે હસતો હાસે !

પ્રિયે ! પ્રેરાય જો તવ દિવ્ય ગાનવિમાન હાવાં,
અહીં ઊડી શકું મ્હોંચું પછી ક્ષણમાં પાસે !



## મિત્રને નિવેદન

વદને બહુ નીર ભરાય, સખે!
તનુ ચેતન માત્ર હરાય, સખે!
જલને પડદે સઘળે નિરખું.
નિરખું નહિ નેહ જરાય, સખે!

કર વ્હાર, સખે!
કંઇ સાર, સખે!
હૃદયામૃત માર્દવધાર, સખે!

ભવમાં તવ એક સહાય, સખે!
નયનો હૃયને જ ચહાય, સખે!
નવ ઐહિક આશ, હૃદા સહ જો
હૃદયે થકી સિંધુ તરાય સખે!



## વત્સલનાં નયનો

તિમિરાશયના ગહને પડતા,
સપના વિધુરા નજરે ચડતા :
સહું તે, પણ કેમ શકાય, સખે ! સહી
વત્સલના નયનો રડતા ?

નહિ તે કંઇ દોષભર્યાં નયનો :
પણ નિર્મલ નેહસરોવર સારસ–
યુગ્મ સમાં પરિપૂર્ણ દયારસ :
એ જખમી દિલના શયનો !

## સ્વર્ગગીત

( અંજની ગીત )

" માગો, કે વ્હાલાંઓ ! મળશે :
શોધો, કે વ્હાલાંઓ ! જડશે :
ઠોકો, કે વ્હાલાંઓ માટે
દ્વારો ઉઘડશે !

" માગે છે તે તે કામે છે :
શોધે છે તે તે પામે છે :
ઠોકે છે તે તે વ્હાલાને
દ્વારો ઉઘડશે ! "



## ખવાયલો બુલબુલ

( અંગ્રેજી ગીત )

અંધારામાં ઝૂરાએલો •
મુંઝવાએ ચૂરાએલો •
કારાગારે પૂરાએલો •
આપણ હા ' બુલબુલ '

કેમ તે શાથી એ બોલે ?
શાથી એ બોલાવ્યો બોલે ?
ઉલ્લાસે એ શાથી ડોલે–
ડોલાવે બુલબુલ ?



# સ્થિતિભેદ

( અંજની ગીત )

આમ્બાડાળે કોયલ બોલે :
મલ્હારો મોરલિયા ખોલે :
વ્હાલાઓ પોઢ્યાં હિંડોળે :
જાવું ત્યાં હાવાં !

*  *  *

આંખડલીનાં આંસુ ખૂટ્યાં :
હૈયાનાં દોરડિયાં તૂટ્યાં :
રઘુવગડે લુટારે લૂટ્યાં :
જાવું ક્યાં હાવાં ?

# પવિત્ર ભોજન

( ભજની ગીત )

ભૂખે ના ભાખર જે ભાગ્યો
તરસે ના આસવ જે ફાવ્યો
છોડી તે સેવક સ્વામીનો
શબ્દ સુણી આવ્યો !

હાથ તવ ભાખર છે લીધો
દેવોનો દ્રાક્ષાસવ પીધો
દુનિયાએ છો અળગો કીધો
સ્વામી, સાચવજો !

# પ્રભુપ્રાર્થના

( અંજની ગીત )

સાગર મોટા તાત દયાના !
એકલડા આધાર હયાના !
તારક ! ધારક ! વિશ્વશયાના !
સ્વામી ઓ મારા !

પાવન તારૂં નામ કરાજો :
સુસ્થિત તારૂં રાજ્ય ઠરાજો :
ઇચ્છા તારી સફલ સરાજો :
સ્વામી ઓ મારા !



## મનાવતાનું મૃત્યુ

અશ્રુ ઉભરે આજ જનેતા અશ્રુ ઉભરે આજ
ન્હાય સકલ આ વિન્ધ્યા શિખર
તારાનો સ્નેહ સમાજ—જનેતા—

વર્ષ ગયાં થઇ રાજ્ય ગયા પછી
આજ ગણું ગયું તાજ,—જનેતા—

તાજ હવે નહિ જોય તું સફુરા
માનવ જાતિ સમાજ,—જનેતા—

લુપ્ત થશે વસુધા પરથી નહિ
તે તવ અદ્‌ભુત કાજ,—જનેતા—

તું જનની નહિ માત્ર ગુરુ પણ
છે તવ ભેખ કૃપા જ,—જનેતા—

હાવા થયું ભવસાગરની પર
એકલ મ્હારૂં જહાજ,—જનેતા—

❀

## વ્હાલાંઓનો ઉપદેશ

સાંભળજો, વ્હાલાંઓ ' વચનો દીનનાં !
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો:
મોટો એ અધિકાર તમારો, માનવી '
અધિકારી છો જેના માનવ માત્ર જો '

એક પિતા પરમેશ્વર જાણો આપણો,
નિકટ સગાઓ સમજો ભાઇ બ્હેન જો;
નીકો ન્હાની મોટી જે જીવો તણી,
વરતું તેમાં એક અખંડિત વ્હેન જો !

હસનારાની સાથે હસવાનું ઘટે,
રડનારાંની સાથે રડવું તેમ જો;
એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં,
ઊંચે ચડશો સ્ત્રી પુરુષો સૌ એમ જો '

ભૂતદયા છે ધર્મ બધાના મૂળમાં,
સઘળાએ સંતોનો એ ઉપદેશ જો;
દિવ્ય દયાસાગર ! યાચનાં આપજો,
દીન જનોને અમને એનો લેશ જો !



## કાર્ડિનલ ન્યૂમેનની પ્રાર્થના

પ્રેમળ જ્યોતિ! દોરો : દોરો : દોરો રે મને :

આસપાસ અંધાર છે, રજની કાળી ઘોર :
દૂર રહ્યો ઘરથી ઘણો, પગમાં લેશ ન જોર!
ઓ સ્નેહજ્યોતિ! દોરો : દોરો : દોરો રે મને!

પદરક્ષા કરજો, પ્રભો! પદ પર પાડી પ્રકાશ :
એકજ પદ માગું, નહીં આગળનો અભિલાષ!
ઓ સ્નેહજ્યોતિ! દોરો : દોરો : દોરો રે મને!

ન હતો આવો સર્વદા, ન હતો પ્રાર્થત આમ :
દોરો, તાત! દયા કરી, પહોંચું જેથી ધામ!
ઓ સ્નેહજ્યોતિ! દોરો : દોરો : દોરો રે મને!

માર્ગ નિરખવા ચાહતો, પસંદ કરવા તેમ :
પણ દાવા પ્રાર્થું, પિતા! દોરો આપ જ એમ!
ઓ સ્નેહજ્યોતિ! દોરો : દોરો : દોરો રે મને!



# મેહમાનોને સંબોધન

મેહમાનો ! ઓ વ્હાલા ! પુન: પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ, જે
દિનચર્યામાં પ્રભુ પામે પણ થાય જો !
મેહમાનો ! ઓ વ્હાલા ! પુન: પધારજો !

ઉન્નત ગિરિશૃંગોના વસનારા તમે
ઉતર્યા રંક ઘરે, શો પુણ્ય પ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી :
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
મેહમાનો ! ઓ વ્હાલા ! પુનઃ પધારજો !



## વસંત પ્રાર્થના

વસંત વનદેવતા ! શુભ, સદૈવ સત્યંવદા,
કરે વિહગ વિશ્વના મધુર ગાન તારા સદા;
અને વનવને, અનેક ગિરિને તટે, સાગરે,
ભરે અનિલ બાલકો વિરલ દિવ્ય તારા સ્વરો !

વિભૂતિ વિભુની પ્રસન્ન તવ નેત્રમાં દીપતી,
તૃષા હૃદય દર્દની નિમિષ માત્રથી છીપતી;
સખી સકલ જીવની ! સદય દેવિ ! સાષ્ટાંગથી
નમી ચરણમાં અમે યુગલ યાચીએ આટલું—

વસો અમ શરીરમાં, હૃદયમાં, અને નેહમાં,
ક્રમો પ્રકૃતિ સર્વથા પ્રણયદાનની ચેહમાં;
વિશુદ્ધ સુખના લતાકુસુમ જીવને જામજો,
અપત્ય પરિશીલને વિમલ ધર્મને પામજો !

વસંત વનદેવતા ! શુભ, સદૈવ સત્યંવદા,
કરો વિહગ વિશ્વના મધુર ગાન તારા સદા !
અને અનિલ બાલકો વિરલ દિવ્ય તારા સ્વરો,
ભરો વનવને, અનેક ગિરિને તટે, સાગરે !

## સાગર અને શશી

આજ, મહારાજ ! જલ પર ઉદય જોઇને
ચંદ્રનો હ્રદયમા હર્ષ જામે,
સ્નેહઘન, કુસુમવન વિમલ પરિમલ ગહન,
નિજ ગગન માહિ ઉત્કર્ષ પામે;
પિતા ! કાલના સર્વ સંતાપ શામે !
નવલ રસ ધવલ તવ નેત્ર સામે,
પિતા ! કાલના સર્વ સંતાપ શામે !

જલધિજલદલ ઉપર દામિની દમકતી,
યામિની વ્યોમસર માહિં સરતી,
કામિની કોકિલા, કેલિ કૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી:
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !
તરલ તરણી સમી સરલ તરતી,
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !

## બાલ રુદન

પિતા! પિતા! જગત્પિતા! તવ બાળકો રડે :
તવ બાળકો રડે, પિતાજી! ધોધવા દડે! પિતા૦

મદદ કશી આપે નહીં, મોટાં તવ સંતાન :
ન્હાના નિર્બળ બાળકો, પિતા! અમે હેરાન!
તવ બાળકો રડે, ને નૈને ધોધવા દડે! પિતા૦

ન્હાના પણ તારા અમે, નહિ એ કોને ભાન :
સાચું કહેતા સાચને, દુનિયા કહે નાદાન!
તવ બાળકો રડે, ને આંસુ ધોધવા દડે! પિતા૦



## પશ્ચાત્તાપ

અરે! ધિક્કાર છે હુને! બન્યો પાપી. બન્યો પાપી!
પિતાની સ્નેહની આંખો મહીં શૂળી, અરે! આપી!

તરફડું ધૂળમાં લાવા. બદન પર ખૂબ મારૂં ખાક:
છતાં ના આગ હોલાતી! બન્યો પાપી: બન્યો પાપી!

પડ્યો - કંગાલ હું મેળે, નજરથી પાપને જોતો,
સળગતા નીચ ખાડામાં! બન્યો પાપી! બન્યો પાપી!

પિતા! આ પાપથી રક્ષો: શરણ માગું: દયા બક્ષો!
અરે! હું દુષ્ટ શું માગું? બન્યો પાપી! બન્યો પાપી!

છતાં માગું: પિતા! માગું: ક્ષમા માગું! મઝા માગું:
અને એ નૂરની ઝાંખી પડેલો દાસ ના ત્યાગું!

## ચંદાને સંબોધન

તને હું જોઉં છું, ચંદા! કહે, તે એ જુએ છે કે?
અને આ આંખની માફક કહે, તેની રૂએ છે કે?

અને તવ નેત્રમાં તે નેત્રનું પ્રતિબિંબ જોવાને,
વખત હું ખોઉં તેવો શું, કહે, તે એ ખુએ છે કે?

સખી! હું તો તને જોતાં, અમે જોયેલ સાથે તે,
રમતાં ના શકું સૂઈ! કહે, સાથી સુએ છે કે?

સલૂણી સુંદરી ચંદા! ધરી તવ સ્વચ્છ કિરણોમાં
હૃદયના ઘાવ ધુ પડ છું: કહે, તેએ ધુએ છે કે?



## વ્હાલાંને આરામ

( અંજની ગીત )

માગુ હો વ્હાલાને આરામ !
યાચુ હો વ્હાલાને આરામ !
પ્રાર્થું હો બક્ષાના, સ્વામી !
વ્હાલાને આરામ !

વ્હાલા, જેં નાધેલા માગી
વ્હાલા, જે સાધેલા જાગી .
પ્રાર્થું તે રક્ષાના, સ્વામી !
બક્ષાવા આરામ !



## પ્રભુ પ્રાર્થના

નમુ નમુ જગત્પિતા ! નમુ નમુ નમું !
દયા કરો કે સર્વદા <u>પદામ્બુજે</u> રમુ !

આજ્ઞા પ્રમાણે નિત મહીના દોષને દમુ
જે હું નહીં, હું તો ભવાટવી વિષે ભમુ !

પાપોની સજા થાય તે નીચે પડી ખમુ
ઉતારો જગન્નાથ ! શાંતિએ પછી શમુ !

દુનિયામાં ભલે કોઇને હું દીન ના ગમું.
તમને ગમુ જો તાત ! તો ન કાંઇ તે સમુ !

ફેરો પ્રભો ! પ્રસાદ તે રાજી થઇ જમું
માગુ નમી નમી આજ કે રસેશમાં રમુ !



## એક પ્રશ્ન

( અંજની ગીત )

સર્વોપરિ સ્વામીની સેના
સુમનસ સકલ, હૃદય રસ જેના
નાથ નિવાસ, ભુવન ઉતરે ના–
એ તે કેમ બને ?



# સખીને આમંત્રણ

ચાલો ને, સહિયર! ઉન્નત જીવનજળ ઝીલવાને જઈએ રે!
પુણ્ય સલિલ અવગાહનથી, સખી! અંતર પાવન થઈએ રે!
ચાલો ને, સહિયર૦

પ્રભુના ગિરિથી અવંતરે શાંત સદાશિવ નીર:
શમવે મનુકુલતાપને છાયા તરુવર તીર!

શીતલ સૌમ્ય સુધારસ, સુંદરી! રેલી રહ્યો જઈ લઈએ રે!
ચાલો ને, સહિયર૦

સ્ફટિક વિશદ વરસી રહ્યા સુરસરિતાના ધોધ:
લલિત કરી ક્લાન્તાત્મને પ્રેરે પ્રાણ પ્રબોધ!

સાહી મજ્જો, સખી! સ્નેહસુરંગી: વારિ પરસ્પર દઈએ રે!
ચાલો ને, સહિયર! ઉન્નત જીવનજળ ઝીલવાને જઈએ રે!

## પ્રાર્થના અને પ્રતિધ્વનિ

" પિતાજી ! બચાવો : બચાવો : બચાવો મહાસાગરે !
જીવ મારો બહુ ગભરાય ! બચાવો મહાસાગરે !

પારાવારે દુશ્મન મળી મારે, પિતા વિના તારે નહીં બીજો માનવી.
દયાનિધિ ! તમે જ સહાય ! બચાવો મહાસાગરે !

નથી એકલની,નાથ ! હોડીઃ પૂજી છે ના થોડી પિતાજીના સ્નેહની :
મારે વાંકે રખે એ ડુબાય ! બચાવો મહાસાગરે ! "

* * * * *

" મહાસાગર દયા મહાસાગર ! વ્હાલાઓ, ડરશો નહીં !
નથી સંસાર પારાવાર ! વ્હાલાંઓ, ડરશો નહીં !

દિલમાંના દુશ્મન દૂર થાશે, પાછા પડી જાશે પિતાજીના શબ્દથી :
પ્રભુ જીવનમાત્રાધાર ! વ્હાલાંઓ, ડરશો નહીં !

હોડી દાનવ ના શકે તોડી : વિધાતાએ જોડી બધાં નિજ બાલની :
સ્વામી સંકટે ઉદ્ધરનાર ! વ્હાલાંઓ, ડરશો નહીં ! "



## પ્રભુની પાઠશાલા

અમે ચેલા બધા ઘેલા : પ્રભુની પાઠશાલાના !
અમે ઘેલા અને મેલા : પ્રભુની પાઠશાલાના !

અમારામાં કરો ના માપ !
અમે તો મૂર્ખ ને કગાપ !
છતાંએ બાલકો છઇએ : પ્રભુની પાઠશાલાના !

અમે ઘેલા બધા ચેલા : પ્રભુની પાઠશાલાના !
અમે મેલા અને ઘેલા : પ્રભુની પાઠશાલાના !

## ધર્મ વિજય

છો લાખવાર દમાવુ દૈવ
મનુષ્ય ક્રન્દનને કસે,
છો સાત લાખ સવાર રક્ત—
સમુદ્રમાં સામે ધસે,
ત્હોએ નહીં ડરશો, પછી
મહુ ગર્તમાં નીચે જશો,
સ્વામી સમર્થ સખા સદા
ગજાધિરાજ વિરાજશે!



# નવલ નિવેદન

( રાગિણી આશાગોડી )

આપે મને ન્હવરાવ્યો, ઓ તાતજી
આપે મને ન્હવરાવ્યો !
રંક ગરીબ હું આવ્યો, ઓ તાતજી
આપે મને ન્હવરાવ્યો !

શબ્દ સરોવર તારક ભર્યાં,
સ્નેહસુધા છવરાવ્યો, ઓ તાતજી
આપે મને ન્હવરાવ્યો !

ભૂખ હતી શિવની કરુણાની :
ભાખર શો ખવરાવ્યો ! ઓ તાતજી !
આપે મને ન્હવરાવ્યો !

અદ્ભુત પાઈ શરાબ કશાનો,
રાગ નવો ગવરાવ્યો, ઓ તાતજી !
આપે મને ન્હવરાવ્યો !

તારા મહીં નિજ સ્નેહે સુવાડી,  
નર્મદાને ધવરાવ્યો, ઓ તાતજી !  
આપે મને ન્હવરાવ્યો !

રંક ગરીબ હું ભાવ્યો, ઓ તાતજી !  
આપે મને ન્હવરાવ્યો !  
આપે મને ન્હવરાવ્યો ! ઓ તાતજી !  
આપે મને ન્હવરાવ્યો !



## અપાવરણ પ્રાર્થના

અંતરની શ્રુતિ ખોલો, ઓ તાતજી!
અંતરની શ્રુતિ ખોલો!
વેદના વાચક બોલો, ઓ તાતજી!
વેદના વાચક બોલો!

"हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥"

સુવર્ણમય પાત્રથી સત્યનું મુખ બંધ જે,
ઉઘાડી આપ તું, પૂષન્! સત્યધર્મદૃગર્થ તે!

વેદના વાચક બોલો, ઓ તાતજી!
વેદના વાચક બોલો!
અંતરની શ્રુતિ ખોલો, ઓ તાતજી!
અંતરની શ્રુતિ ખોલો!



## અનંત વાત્સલ્ય

આપ જ આવ્યા તો જોયા, પિતા પ્રભુ !
આપ જ આવ્યા તો જોયા !
મેં તો માનેલું, કે ખોયા, પિતા પ્રભુ !
આપ જ આવ્યા તો જોયા !

દુર્બલ, દીન, નિરાશ, વળેલો,
દૂરથી દેખી શું રોયા ? પિતા પ્રભુ !
આપ જ આવ્યા તો જોયા !

પંકનિમગ્ન હતા ચરણો તે
પોતે દયાથી શું ધોયા ? પિતા પ્રભુ !
આપ જ આવ્યા તો જોયા !

સ્વચ્છ કરી જખમો સહુ જૂના,
પ્રેમ લગાડીને લોહ્યા ? પિતા પ્રભુ !
આપ જ આવ્યા તો જોયા !

મેં તો માનેલું કે ખોયા, પિતા પ્રભુ !
આપ જ આવ્યા તો જોયા !
આપજ આવ્યા તો જોયા, પિતા પ્રભુ !
આપ જ આવ્યા તો જોયા !

## તારક સ્તોત્ર

(મિ. મેસનના ઇન્ફ્રિરા સ્તોત્ર ઉપરથી)

પ્રભુ તારકની સહુ કીર્તિ કરો,
 અવનીતલમા અને સ્વર્ગ મહીં :
તેનુ શાસન વિસ્તરો સર્વ જગે,
 તેના રાજ્યનો અંત જ આવો નહીં;

જે છે સારૂં અને સાચું, એ સહુનો
 તે છે આત્મા અને તે છે ઓતપ્રોત એ,
ઝરો જિંદગીનો, સવિતા દ્યુતિનો,
 બધા હર્ષ ખરા રહ્યા, તે ભેગા છે

આદિ, અંત, તે ઇશ્વર માણસ છે,
 તેનુ આતર સત્ ન કો જાણી શકે,
પણ માનવ દૈવી રૂપ મહીં તેના
 આદિને અંત પ્રમાણી શકે

જે છે, જે હતો, જે ફરી આવનારો છે,
 સનાતન, અનંત અલક્ષ્યક્ષારિમ,
પ્રભુ સૌ શક્તિમાન્, સર્વોપરિ ઇશ્વર!
 દ્યાવાપૃથિવ્યૌ બોલો, તથાસ્તુ !



## મનોહર મૂર્તિ

( કવ્વાલી )

દેવે દીધી દયા કરી કેવી મને,
અહા ! મૂર્તિ મનોહર માશુકની !
નવરંગ, પ્રફુલ્લ, ગુલાબ સમી
મૃદુ, મૂર્તિ મનોહર માશુકની !

નયને કંઇ નૂર નવું ચલકે,
વદને નવી વત્સલતા ઝલકે;
સખી ! એક જતું ગમતી ખલકે
મને, મૂર્તિ મનોહર માશુકની !

શિરકેશ સુકોમલ સોહી રહ્યા,
સ્મિત જોઇને તારક મોહી રહ્યા;
કામધેનુ શી બાલક દોહી રહ્યા
તને, મૂર્તિ મનોહર માશુકની !

હૃદયે શુભ, ઉજ્જ્વલ ભાવ ભરો :
પ્રણયામૃતની પ્રિય ધાર ધરો :
સહચાર મહીં ભવ પાર તરો,
સખી ! મૂર્તિ મનોહર માશુકની !

'નવરંગ, પ્રફુલ્લ, ગુલાબ સમી
મૃદુ મૂર્તિ મનોહર માશુકની'
દેવે દીધી દયા કરી કેવી મને,
અહા 'મૂર્તિ મનોહર માશુકની'



## આપણી રાત

(કવ્વાલી)

શરદ પૂનમની રઢિયાળી સદા,
મને સાંભરે આપણી રાત, સખી!
હસે આકાશે ચંદ્રમા, તારા લસે;
મને સાંભરે આપણી રાત, સખી!

વદને નવજીવન નૂર હતું,
નયને પ્રણયામૃત પૂર હતું:
હૃદયે રસમાં ચકચૂર હતું,
મને સાંભરે આપણી રાત, સખી!

ન્હાતાં ન્હાતાં પ્રકાશમાં, પ્રેમ તણી
કીધી વિશ્રબ્ધ વાતો રસીલી ઘણી;
કલ્પનાની ઇમારત કૈંક ચણી,
મને સાંભરે આપણી રાત, સખી!

તારું સ્વાર્પણ અંતરમાંજ લહું;
કથા અદ્દભુત એ જઇ કોને કહું?
સ્મરના જલ માંહિ નિમગ્ન રહું:
મને સાંભરે આપણી રાત, સખી!

રૈન રૂપાળી, રૂડી, રમાળી હતી.  
આશકોની અપૂર્વ દિવાળી હતી.  
આખી ઉત્સવ માફક ગાળી હતી!  
મને સાભરે આપણી રાત, સખી!

પ્રાણો આપણાનો ત્યારે યોગ થયો,  
અગે અગનો ઉત્તમ ભોગ થયો,  
અને આખર આમ વિયોગ થયો!  
મને સાભરે આપણી રાત, સખી!

હસે આકાશે ચદ્રમા, તારા લસે,  
મને સાભરે આપણી રાત, સખી!  
ગગન પૂનમની ચંદ્રિયાળી સદા;  
મને સાંભરે આપણી રાત, સખી!



# કલાપીને સંબોધન

સુરતાની વાડીના મીઠા મોરલા !
ઊછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો !
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા
નયને ઝળકે નમણું નિર્મળ હાસ જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !

આજે ને અજવાળે આંખડલી સખી,
અંતર ઉપર ઉઘડે આત્મમગ્ન જો !
હેત હયાના વહતી વાજે વાંસળી,
ઊડે સ્વર આકાશે અમરે દૂર જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !

નંદન વનના પ્રાસાદોની ટોચથી,
મધુરી કેકા આજે શી ઊભરાય જો !
સુરભીઓની સાથે સમીરે સરી,
અંતરકોરે ગીતા શી અથડાય જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !

**" તત્સવિતાનું ભર્ગ વરેણ્ય ધીમહિ ! "**
ગાયત્રીનો જૂનો પ્રેરક મંત્ર જો !
આજે અન્ય પ્રકારે આ માથું નમે,
નમતો સાથે આત્માનો એ તંત્ર જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !



## હિંદ પર આશીર્વાદ

( રાગ બાગેશ્રી )

ઉતારો જી અમ દેશે ઈશ્વર આશીર્વાદ
બાંધવ દેશ થયા જાગ્રત સૌ
એક રહી અમ સાદ !
ઉતારો જી અમ દેશે ઈશ્વર આશિર્વાદ

શતકો વીત્યાં ભર નિદ્રામાં,
કીધો પૂર્ણ પ્રમાદ,
પૂર્વજની ઉજ્જ્વલ કીર્તિની
ન કરી સાચી યાદ ! ઉતારો૦

જીવન વિગ્રહને નવ સમજ્યા,
કરતા નિષ્ફલ વાદ
આજ કરી કરુણા નવ યુગનો
નવલ સુણાવો નાદ ! ઉતારો૦



## પરિષત્સત્કાર

( ઝૂલણા ગીત )

નવલ યુગનો દિસે સૂર્ય આજે ઉદિત,
હિંદ સંતાન ઉલ્લસિત કરતાં :
બાલ વીરો અને પ્રૌઢ વીરો સહિત,
વીરમાતા તણા વૃંદ સરતા !
આદરો સંઘનું કાર્ય ઉછરંગમાં,
આર્ય સંસારનું સુખ વધારો :
પૂજીએ પરિષદે પુનિત પગલાં અમે,
બંધુઓ ને બહેનો, પધારો !

પરિષદો છે પુરાણી પ્રથા આપણી,
નવલ આનંદ શો આજ રેલે !
સર્વના નયનમણિ દીપ્તિમય ભાસતા,
હૃદયના રંગ શા રાસ ખેલે !
કેળવો દેશમાં દિવ્ય શિશુવાટિકા,
સજ્જનો ! પ્રથમ નિજ ઘર સુધારો !
પૂજીએ પરિષદે પુનિત પગલાં અમે,
બંધુઓ ને બહેનો, પધારો !



## હિંદ માતાને સંબોધન

ઓ હિંદ ! દેવભૂમિ ! સંતાન સૌ તમારાં !
કરીએ મળીને વંદન ! સ્વીકારજો અમારાં

હિંદુ અને મુસલમિન વિશ્રામી, પારસી, જિન
દેવી ! સમાન રીતે સંતાન સૌ તમારાં !

પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી
સેવા કરે બને તે સંતાન સૌ તમારાં !

રોગી અને નિરોગી, નિર્ધન અને તવંગર,
જ્ઞાની અને નિરક્ષર સંતાન સૌ તમારાં !

વાલ્મીકિ, વ્યાસ, નાનક, મીરાં કબીર, તુલસી !
અકબર, શિવાજી, માતા ! સંતાન સૌ તમારાં !

સૌની સમાન માતા, સૌએ સમાન તેથી
ના ઉચ્ચ નીચ કોઈ, સંતાન સૌ તમારાં

ચાહો બધાં પરસ્પર, ચાહો બધાં પરસ્પર
એ પ્રાર્થના કરે આ. સંતાન સૌ તમારાં !



## હૃદયંગીતાં

( બિહાગ અને પરજના સ્વરોમાં )

ધીરજ ધરને, હૈયા તું મારા!
આત્મા શાશ્વત અમર છે!
દૂર થવાનું અંધ નિશાનું, અંધ નિશાનું, અંધ નિશાનું હા!
સ્વર્ગોમાં સ્નેહે ભેટવું!
સ્વામીનો શબ્દ તો સાંભળી માનજે:
દેહી શાશ્વત અમર છે:

નવ કુસુમ નવ મરતું!
પ્રભુ નિકટ ઝટ મરતું:
અયિ હૃદય! ધૃતિ ધર
દિલ નજર કર:
વિરલ તરુવર,
વિમલ સરવર,
સમીપ સુરજનભવન ઝળહળતાં!



## કાંતાની પ્રાર્થના

(રાગ ગૌડ મલ્હાર તાલ ત્રિતાલ)

વિભુ જે વિલસે, ચરાચરે હસે,
બધે વ્યાપ્ત વસે ગમે તે ભજુ!
પૂરે પ્રચ્છન્ને!

પતિ કાંત નર વિના નહિ અંતર,
સકલ જગત સુખ મંગલ નરવર,
પરમ કારુણિક પિતા!

ઉપાધિ શમાવો,
કમાણી કમાવો
જનોમાં જમાવો
ન મારું ગજું! નૂરે ભીંજાવો

## ફકીરી

(રાગ ભૈરવ : તાલ દાદરા)

હવે શરણે પ્રભુ ચરણે દયાઝરણે !
અફસોસ, અફસોસ, અફસોસ ના કરો !

સંસારના બંધ તમામ તૂટયા,
સંબંધીઓના પણ દોર છૂટયા;
હવે રહ્યું શાશ્વત જીવવાનું,
પ્રેમે પ્રભુના પદમાં જવાનું !

પ્રિય પિયૂ પરમ મુજ દિલનો :
જલમાં, સ્થલમાં, સઘળી પલમાં :

શું કરૂં ? દયિત ! શું કરૂં ?
ખમવું, ભમવું : દિલને દમવું : શિવમાં શમવું !



## વિરહાનલ

( રાગ ઝિંઝોલ: તાલ દાદરા )

નહિ કંઈ ચેન પડે ક્યાય રે, સજની ઓ!
ઘડી ઘડી પલ પલ સ્મૃતિ ગભરાવે,
આંખ ન મિંચાય નહીં જાય રે રજનીઓ!

ચિંતનથી પણ ટારવા, કશો મળે ન ઉપાય
સમજી ન હતી આવડી, વિરહાનલની લ્હાય!

બહુ બહુ યત્ન કરૂં, દિલને દિલાસા ધરૂં,
તદપિ ન શાંતિ મળે ક્યાય રે, સજની ઓ!



## રાસ

(રાગ બરવા જિલ્લા. તાલ હીંચ)

### કાંત

સખી ! રમીએ લો રાસ રંગમાં ?
હો મારી સાહેલી રે ! મારી સાહેલી રે !
રમીએ, રમીએ લો રાસ રંગમાં !
રંગમાં ને અંગના ઉમંગમાં રે !
સખી ! રમીએ, રમીએ લો રાસ રંગમાં !
ભરી ભરતી હૈયાની ગહન ગંગમાં હો !
સખી ! રમીએ, રમીએ લો રાસ રંગમાં !

સહુ સાથે, હો ! સહુ સાથે,
પદ પાડી ફેરા ફૂદડી !
ઉભય હાથે, હો ! ઉભય હાથે,
દઈ તાલ સરો, સુન્દરી !
તરો સ્વર્ગ નરન ભર્ગ ભરી નેત્રમાં !
હરો નિસ્સાર સંસારનો ભાર આ નાર
આ ક્ષાર ક્ષેત્રમાં !

### ૧ લી સખી.

લમે ઉલ્લાસપૂર, હસે હૈયામા દૂર,
વસે દેવો ના દૂર, સખી સંગમા,'

### ૨ જી સખી.

સખી! શુ તારૂ રૂપ રચ્યુ તાતે અનૂપ!
જીવન જગમા'

### ૧ લી સખી.

અહો! શોભે શો આજ સુંદરીનો સમાજ,
બને અતરનો પાજ, સરે સ્વર્ગે અવાજ,
સખી કાતા શિરતાજ સમી દીપન્તી!

### કાંતા

ફરતા, સરતા, તરંગે તરંતા,
કલાઓ કરતા, સુભગોં ભરતા!
ભરી ભરતી હૈયાની ગહન ગંગમા હો સખી! રમીએ



## છેલ્લું આલિંગન

(રાગ જોનપુરી ટોડી. તાલ ગઝલ)

ભેટી લે પ્રાણ મારા
સ્વર્ગોમાં ફરી તો છે ભેટવું !

પ્રીતિને ના પરહરો : તાવો !
પ્રભુને ઉછંગે, પ્યારા ! લેટવું !

ભવમાં તવ આ મૈત્રી
હમેશાં ગવાશે, જનો નહીં ભૂલે !
મરછવા બનીને,
સંભારે તો, પ્રિય ! તરો, તારો !
પ્રિયોને પ્રભુને પંથે છે જવું !



## સ્મિતપ્રભાને

ક્યારે મળું, ક્યારે મળું, એની એ જ ઝંખનામાં
સ્વપ્ન વિશે એકવાર ભેટ પ્રિયાની થઈ;
ઝટ દોડી ઝાલ્યો હાથ એટલે તો પાછી ચાલી
પરમ પ્રયાસ વતી હાથ છોડાવી દઇ;
પિયુ ઝંખવાણો પડ્યો, પરિતાપ તેનો જોઇ
બીતિ બધી દૂર કરી સસ્મિત પાસે ગઈ;
સ્મિતપ્રભા જોવા માડે બીજું કૈં કરી ન શક્યો
એટલામાં અરે, હાય! આખ ઉઘડી ગઇ.

એજ સ્મિતે હર્યું હશે કૃષ્ણનું રાધાએ ચિત્ત,
સુભદ્રાએ કુંતીપુત્ર મોહિત કર્યો હશે,
એજ સ્મિતે દુષ્યન્તની ફેરવેલી હશે વૃત્તિ,
એજ સ્મિતે નગરાય સતીથી હર્યો હશે;
એજ સ્મિતે પુરૂરવ લુબ્ધ થયો ઉર્વશીમાં,
એજ સ્મિતે વિશ્વામિત્ર દર્પને હર્યો હશે;
નહીં જોઉં એવું સ્મિત ફરી ફરી-એમ જાણી,
પ્રીતમ મદાલસાનો ઘેલો થઇ ફર્યો હશે.



## સૃષ્ટિસૌંદર્યથી મન ઉપર થતી અસર

( માલિની )

મધુર મધુર ધડો વાય છે વાયુ આજે,
પરમ વિમલ શોભા અન્દ્રિકાની વિરાજે,
અનુકુળ સઘળી છે હર્ષની આજ ચીજે,
અવસર નહિ આવે આ સમો કોઇ બીજે.

( અનુષ્ટુપ )

વધતું કહીને શાને વ્યર્થ મારે વધારવું ?
ફરવાને જવા ચાહું પ્રિયે ! આપે પધારવું.

( મંદાક્રાંતા )

વ્યાપ્યો આખા વપુ મહીં સુણી હર્ષ અત્યંત એને,
આવી સારી ઋતુમહિં નહીં થાય આનંદ કેને !
"ચંદ્રી વાગે પ્રિય પતિ, કહી તો પછી કેમ થારી"
ભાખ્યો એવું ટહિ-હસિ-મને પ્રેમથી હસ્ત પારી.

( રથોદ્ધતા )

સજ્જ એ ઝટપથી થઇ રહી, નૌકજ્ઞા સુખદના મને વહી,
મંદ મંદ પ્રિય સાથ ભાઉરુ, વાટમાં સરસ ઠાંક માઉરું.

( પુષ્પિતાગ્રા )

રસિક સમજીને પ્રમોદ પામી, નયનથી જોઇ રહીજ મારી સામી;
કર મહિં કરને નખાવી ચાલે, પ્રણય થકી પતિને પ્રિયા નિહાલે.

( વસંતતિલકા )

દેખાવ તો બહુ જ, સુંદર આસપાસ,
શી ચંદ્રિકા ! કુસુમદામનિ શી સુવાસ !
આનંદ એ પ્રિયતણો વધતો જ ચાલ્યો
ને હૃદ્‌થી પ્રસરિને મન માંહિ માલ્યો

( અનુષ્ટુપ )

થવા લાગી મને ચિંતા, કેમ આનું હવે કરૂં ?
હદથી વધતા હર્ષ—પરિણામ થશે ખરૂં !

( મંદાક્રાંતા )

આવી ત્યાં તો વિકટ તરુની એક વિસ્તીર્ણ ઝાડી,
કે'તા જેમાં દિવસ સમયે નીચ લોકો અનાડી,
તેમાં ચાથી કંઇ પડી ગયો વાતમાંહી વિરોધ,
આવ્યો તેના પર મન થકી તુર્ત અત્યંત ક્રોધ.

( અનુષ્ટુપ )

વિનોદ સઘળો ક્યે ક્યાં કોણ જાણે શમી ગયો;
વાતચીત પડી બન્ધ સ્વર છેક નમી ગયો.

( સ્વાગતા )

વાર તો બહુ ગઈ ન હતી જ્યા એ પ્રદેશ થકી મુક્ત થયા ત્યા
અંધકાર ટળતા અજવાળુ એ સુશોભિત મહૂજ નિહાળુ

( સોરઠો )

મન્દ સ્વરથી એક નાણુ ત્યા વહેતુ હતું
તે દેખીને છેક સર્વે તર્ક ફરી ગયા

( સ્વાગતા )

ત્યા સુધી " કદરહીન બહુ છે " વાક્ય એ ઉચ્ચરતો દુઃખમા હું,
"એજ એજ જગ માહિ સહુ છે" એમ શબ્દ નિકળ્યા મુખમા ત્યા

( પુષ્પિતાગ્રા )

જગત બધુ બહૂજ શાન્ત લાગે, અતિશય દૂર પ્રમત્ત વીણ વાગે,
ગગન પણ ખુશી જણાય છે આ, પવન મનોહર રાગ ગાય છે હા '

( અનુષ્ટુપ )

મસ્તકે પડવા માડ્યા શીત અમૃતનાં કણો,
શાન્ત કોપ થયો મારો તથા હર્ષ વધ્યો ઘણો.

( વસન્તતિલકા )

પ્રાણપ્રિયા મુજથકી હતી દૂર થોડી,
ત્યા હૂ ગયો હૃદય સાથજ તૂર્ત દોડી,

દર્શાવિને નયનથી સહુ ફેરફાર,
છાતી સમી કરી રહ્યો ધરી ધીટતાર

( દુહો )

અશ્રુ આવ્યાં આંખમાં, થયો ગળગળો સાદ '
પણ બોલી નહિ શક્યો–' આપુ–ક્ષમા–પ્રસાદ ! '

( અનુષ્ટુપ )

લજ્જા તેણે તજી દીધી સ્વસ્થ તુર્ત મને કર્યો,
બાલાએ બાલચેષ્ટાથી ચિત્તના ખેદને હર્યો

( ગીત )

શું શું ચેષ્ટા કીધી, તે વર્ણવવું નહીં ઉચિત ધાર,
અનુભવ રસિકો સમજે, બીજાને શું જણાવવું વાર '



## સ્વર્ગગંગાને તીર

(અનુષ્ટુપ અને મંદાક્રાન્તા)

સખે સ્વપ્ન થયું પૂરૂં ચાલી ગઈ વિભાવરી,
રે હવે સંભળાવું હું, નહિ જોઉં ફરી ફરી.

કાલે રાતે મુજ શયનમાં અપ્સરા એક આવી,
યંત્રો ઘોડા–નવિન–કરમાં રાખીને સાથ લાવી,
મારા સામું ક્ષણ નિરખિને પ્રત્યલિત્તા લહે છે,
ધીમે ધીમે મધુર વચનો આ પ્રમાણે કહે છે.

'વિમાન લઇને સાથે, આવી છું આપની કને,
સ્વર્ગમાં ફરવા ચાલો, આજ્ઞા છે બાઇની મને'

ઉભા મારા તનુપર થયા હર્ષથી સર્વ રોમ,
આવ્યું શબ્દો પ્રિયકર સુણી દેહમાં ખૂબ જોમ.
તેનાં યંત્રો ઉપર હરખે થાઉં છું હું સવાર,
ઊડું ઊંચે તદપિ નિરખું સૃષ્ટિ સૌંદર્યસાર.

પર્વતો થાય છે નાના, રસા ખાલક જેવડી;
સરિતા સર્વ મુક્તાની માલાઓ હોય તેવડી.

જોતામાં તો થઈ ગઈ સખે પૃથ્વી અત્યંત ન્હાની,
બીજા સર્વે ગ્રહગણ વિષે ઓળખું એક શાની !

આવ્યો ત્યાંતો પરમ સુખને આપનારો પ્રદેશ,
સાહિત્યોની વિવિધ સુખનાં જ્યાં નહીં ખામી લેશ.

પૂર્ણ ચંદ્ર પ્રકાશે છે, વરસે છે સુધા સદા,
અંતરિક્ષ વિશે ગાય અપ્સરાઓ પ્રિયંવદા

વૃક્ષોમાંથી પરિમલ લઈ વાયુ જે સંચરે છે,
સ્થાને સ્થાને હૃદયકમલો હર્ષથી તે ભરે છે,
મીઠો મીઠો રવ કરી કરે પક્ષિઓ સર્વ ગાન,
ક્રીડા કેરાં મંદન નિરખી છેક ભૂલાય ભાન.

"બીજું જોવા નહીં દેવું આજ્ઞા છે એમ આકરી,
માટે આપ વળો આમ, કવિરાજ, કૃપા કરી"

લીધો રસ્તો પ્રિય સખિ તણું વાક્ય એ સાભળીને,
છોડી દીધું અવર .મધળું અન્ય માર્ગે વળીને;
થોડીવારે પવન લહરી આવવા માંડી શીત,
ધીમુ ધીમુ શ્રુતિ પર પડ્યું દૂરથી કોઇ ગીત

સાંભળી વિકૃતિ મારી આંખોમાં સહસા થઇ,
ઓળખ્યો સ્વર મેં એવું અપ્સરા સમજી ગઇ.

દેખાયો ત્યાં મધુર સ્વરના જન્મનો દેશ પાસે,
ઘાટાં વૃક્ષો મહિ પણ જહીં ચન્દ્રિકા સ્પષ્ટ ભાસે·

જોયો દૃષ્ટિ સ્તિમિત કરીને સ્વર્ગગંગા પ્રવાહ,
જેથી મારો ઝટ શમી ગયો ગૂઢ મર્ત્યત્વદાહ

દર્શાવે છે કરી ક્રીડા શકુન્તો મનનો રમ
મજોડ પુલિનો પાસે રમે છે હંસ સારસ

આંખોમાંથી મુખપર પડે જેમનું બાષ્પપૂર,
તે પોતાની પ્રિય સહચરી પાસ નાચે મયૂર,
ધોળાયા છે પ્રણયરસથી જેમના ચક્ષ્વપાઙ્ગ,
રાત્રીમાગે અનુભવ કરે હર્ષનો ત્યાં રથાઙ્ગ

પશુઓ પક્ષિઓ વૃક્ષો પવનો પ્રસ્તરો મહ,
ખૂબીદાર અહીં લાગે, દીસે આનન્દમાં બહુ

ધોળા ધોળા શશિ કિરણ જે તોય માથે ગળે છે,
તેથી તેને સરસ વધતી શ્વેત શોભા મળે છે,
વચ્ચે વચ્ચે રમણ કરવા યોગ્ય દ્વીપો જણાય,
પાણી માથે ગતિ સમયના ભૂષણો ત્યાં તણાય

પારવર્તન પામે છે ચીજો ત્યાં આસપાની —
જલમાં રચના જોશો તરુ-તારક-ધામની

એ સૌ શોભા તજી દઈ હવે ધ્યાન બીજેજ જાય,
આહા ! પાસે મધુર રવ એ વીણનો સંભળાય,
જાદુ જેના અજબ ગુણથી વૃત્તિઓ મંદ થાય,
ઝાઝું તો શું પણ અવયવી ચેતનાએ ભુલાય

સ્વરથી મધને સુગન્ધ વાયુએ મન્દ વાય છે,
દીપ્યા દ્વારે ખરે કોઈ મોહિની મન્ત્ર ગાય છે

થોડે થોડે પરવશ થયું, સર્વ મારું શરીર
દૃષ્ટિ ઝાંખી, જડ બની જતાં દૂર દેખાય તીર,
પાસે આ શું સ્વપ્ન તદપિ તે મેં નહીં કાંઈ જાણ્યું
શુદ્ધિ મારી મુજ મન પછી અપ્સરાએ જ આણ્યું

જ્યાં હું આંખો ઉઘાડીને ઊતરું છું વિમાનથી
અરે રે, હાય! એમાનું મારી પાસે જન નથી

નીચે ઊંડો શ્રુતિપથ થકી ઉતરીને ફરે છે
ઝીણો ઝીણો નિસ્વન એ ચિત્તમાં શું કરે છે?
ક્યાં એ મેં તે અજબ રચના આંખથી જાય ઊડી?
એની કેમે ખબર ન પડે ગોટમાં જાઉં બૂડી!

જેની પાસે હતું જવું અપ્સરા કોણ એ હતી
એ વિચાર વિશે મારી હજી મુઝાય છે મતિ

જાણું છું કે સ્વર અજબ એ હું જરા ઓળખું છું,
તો યે શાન્તિ નહિ હૃદયને થાય એવો જ હું છું
તાજા રંગો પર શ્રુતિપથે જે પડ્યો હોય, હાય!
એનો એ છે—અચિન્ત્ય—નમે, એમ શાથી જણાય!

